# સૂરઃ અન્આમ

**નામકરણઃ-**

આ સૂરઃના ૧૬ મા અને ૧૭ મા રુકૂઅમાં કેટલાક الانعام પશુઓના હરામ હોવા તથા કેટલાકના હલાલ હોવા વિષે આરબોમાં પ્રચલિત અંધશ્રદ્ધાઓનું ખંડન કરવામાં આવ્યું છે. આના અનુસંધાનમાં જ આ સૂરઃનું નામ ''અલઅન્આમ'' રાખવામાં આવ્યું છે.

**ઉતરાણકાળઃ-**

ઈબ્નેઅબ્બાસ રદિ. રિવાયત કરે છે કે આ સંપૂર્ણ સૂરઃ મક્કામાં એક જ વખતમાં ઊતરી હતી. હઝરત મુઆઝ બિન જબલના પિતરાઈ બહેન અસ્માઅ બિન્તે યઝીદ રદિ. કહે છે કે, ''જયારે આ સૂરઃ નબી સ.અ.વ. ઉપર ઊતરી રહી હતી ત્યારે આપ ઊંટણી ઉપર સવાર હતાં ત્યારે મેં તેની નાકની રસ્સી પકડેલી હતી અને તેના ભારના કારણે ઊંટણીની હાલત એવી થઈ રહી હતી કે જાણે હમણાં જ તેના હાડકાં ભાંગી જશે.'' રિવાયતોમાં આ પણ સ્પષ્ટતા કરવામાં આવી છે કે જે રાત્રે આ સૂરઃ ઊતરી એ જ રાત્રે નબી સ.અ.વ.એ તેને લખાવી દીધી.

આના વિષયો ઉપર વિચારતાં સ્પષ્ટપણે જણાય છે કે આ સૂરઃ મક્કીકાળના અંતિમ જમાનામાં ઉતરી હશે. હઝરત અસ્મા બિન્તે યઝીદ રદિ.ની રિવાયત પણ આને સમર્થન આપે છે કેમ કે તેઓ અંસારીઓમાંથી હતાં અને હિજરત પછી ઈમાન લાવ્યા હતાં. જો ઈસ્લામ અંગીકાર કરતાં પહેલાં માત્ર શ્રદ્ધાના કારણે તેઓ નબી સ.અ.વ.ની સેવામાં મક્કા આવ્યાં હશે તો ચોકકસપણે તેઓ મક્કાજીવનના છેલ્લા વર્ષમાં જ આવ્યાં હશે. આના પહેલાં મદીનાના લોકો સાથે આપના સંબંધો એટલા વિકસ્યાં જ ન હતાં કે ત્યાંથી કોઈ સ્ત્રીનું આપની સેવા માટે આવવું સંભવી શકત.

**ઊતરાણના સંજોગો :-**

ઊતરાણકાળ નક્કી થઈ ગયા પછી આપણે સહેલાઈથી એ પશ્ચાદ્ભૂમિને જોઈ શકીએ છીએ જેમાં આ પ્રવચન આપવામાં આવ્યું છે. એ વખતે અલ્લાહના પયગમ્બરને ઈસ્લામ તરફ નિમંત્રણ આપતાં ૧૨ વર્ષ થઈ ગયા હતાં. કુરૈશની અડચણો અને જુલમો તથા અત્યાચારો છેલ્લી કક્ષાએ પહોંચી ગયા હતાં. ઈસ્લામનો સ્વીકાર કરનારા લોકોની એક મોટી સંખ્યા તેમના જોરજુલમથી કંટાળીને દેશ છોડી ગઈ હતી અને હબશ મુકામે રહેતી હતી. નબી સ.અ.વ.ની હિમાયત અને ટેકા માટે હવે ન તો અબૂતાલિબ હયાત હતાં, ન તો હઝરત ખદીજા રદિ., એટલા માટે દુનિયાના તમામ સહારાઓથી વંચિત થઈને આપ ભારે અવરોધો વચ્ચે પયગમ્બરીના પ્રચાર અને પ્રસારની ફરજ બજાવી રહ્યા હતાં. આપના પ્રચારની અસરના કારણે મક્કા તેમજ આસપાસના કબીલાઓમાં પણ સારા માણસો એક પછી એક ઈસ્લામ કબૂલ કરી રહ્યા હતાં, પરંતુ આખી કોમ સમગ્ર રીતે ઈનકાર ઉપર અડગ હતી. જયાં કોઈ માણસ ઈસ્લામની તરફ સહેજ પણ વલણ દેખાડતો ત્યાં તેને મ્હેણાં-ટોણાં, શારીરિક ઈજા, આર્થિક અને સામાજિક બહિષ્કારનું લક્ષ્ય બનવું પડતું હતું. આ અંધકારમય વાતાવરણમાં માત્ર એક ઝાંખું કિરણ યસરિબ તરફથી ઉદય પામ્યું હતું જયાંથી ઔસ અને ખઝરજના વગદાર લોકો આવીને નબી સ.અ.વ.ના હાથ ઉપર બૈઅત કરી ગયેલા હતાં અને જયાં કોઈપણ આંતરિક અવરોધ વિના ઈસ્લામ ફેલાવા માંડ્યો હતો. પરંતુ નાનકડી શરૂઆતમાં ભાવિની જે શકયતાઓ છુપાયેલી હતી તે બાહ્ય રીતે જોનાર કોઈ આંખ જોઈ શકતી ન હતી. બહારથી તો જોનારાઓને જે કંઈ દેખાતું હતું તે તો એટલું જ હતું કે

ઇસ્લામ એક સાવ નબળું આંદોલન છે જેના ટેકામાં કોઈ ભૌતિક શક્તિ નથી, જેનો નિમંત્રક પોતાના કબીલાના નબળા ટેકા સિવાય કોઈ જોર ધરાવતો ન હતો અને તેને કબૂલ કરનારા ગણ્યાગાંઠ્યા લોકો નિરાધાર અને છૂટા છવાયાં હતાં, તથા વિખરાયેલા લોકો તેમની કોમના અકીદા અને પંથથી ચલિત થઈ જવાના કારણે સમાજમાંથી એવી રીતે ફેંકી દેવામાં આવ્યાં છે જેમ કે ઝાડ ઉપરથી પાંદડા ખરીને જમીન પર ફેલાઈ જાય.

**ચર્ચાના વિષયો :-**

જે પરિસ્થિતિમાં આ પ્રવચન આપવામાં આવ્યું છે તેના વિષયોને સાત મુખ્ય શીર્ષકોમાં વહેંચી શકાય.:

(૧) શિર્કનું ખંડન અને તૌહીદના અકીદા તરફ નિમંત્રણ,

(૨) આખિરતના અકીદાનો પ્રસાર તથા એ ખોટા ખ્યાલ તથા ખોટી માન્યતાનું ખંડન કે જીવન જે કંઈ છે તે બસ આ દુનિયાનું જીવન છે,

(૩) અજ્ઞાનકાળની એ અંધશ્રદ્ધાઓનું ખંડન જેમાં લોકો પડેલા હતાં,

(૪) એ મુખ્ય નૈતિકતાના સિદ્ધાંતોની શિખામણ જેની ઉપર ઇસ્લામ સમાજનું ઘડતર કરવા માગતો હતો,

(૫) નબી સ.અ.વ. અને આપના સંદેશના વિરોધમાં લોકોના વાંધાઓના જવાબ,

(૬) લાંબા સંઘર્ષ છતાં નિમંત્રણનું પરિણામ ન મળવા બદલ નબી સ.અ.વ. અને આમ મુસલમાનોની અંદર બેચેની અને હતાશાની જે પરિસ્થિતિ પેદા થઈ રહી હતી તેના માટે સાંત્વના, અને

(૭) ઇનકાર કરનારાઓ અને વિરોધીઓને તેમની બેદરકારી અને વિદ્રોહ તથા અજાણતા આત્મહત્યા કરવા માટે શિખામણ, ચેતવણી અને ઠપકો.

પરંતુ પ્રવચનની શૈલી એવી નથી કે એક એક શીર્ષક ઉપર અલગ અલગ રીતે એક જ જગ્યાએ ચર્ચા કરવામાં આવી હોય બલ્કે પ્રવચન એક નદીના પ્રવાહની જેમ વહેતું રહે છે અને તે દરમ્યાન આ શીર્ષકો અલગ અલગ રીતે વારંવાર ચર્ચા હેઠળ લાવવામાં આવે છે અને દરેક વખતે એક નવા જ રૂપમાં ચર્ચા કરવામાં આવે છે.

**મક્કાજીવનના તબક્કાઓ :-**

અહીં પહેલીવાર વાચકોની સામે એક સંપૂર્ણ મક્કી સૂરઃ આવી રહી છે એટલા માટે એ યોગ્ય જણાય છે કે આ જગ્યાએ અમે મક્કી સૂરઃઓની ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિની ટૂંકી સમજૂતી આપી દઈએ કે જેથી ભવિષ્યમાં તમામ મક્કી સૂરઃ ઓ તથા તેમની તફસીરના અનુસંધાનમાં અમારા ઇશારાઓને સમજવાનું સહેલું બની જાય.

જયાં સુધી મદની સૂરઃઓનો સવાલ છે, તેમાં તો લગભગ એક જ ઊતરાણકાળ જણાય છે અથવા થોડીક મહેનત કરવાથી તે નક્કી કરી શકાય છે, એટલું જ નહીં બલ્કે ઘણી આયતોની તો આગવી પશ્ચાદ્‌ભૂમિ સુદ્ધાં આધારભૂત રિવાયતોમાં મળી જાય છે. પરંતુ મક્કાની સૂરઃઓ વિષે આપણી પાસે જાણકારીના આવા વિગતવાર સાધનો નથી. ઘણી ઓછી સૂરઃઓ અથવા આયતો એવી છે જેમના ઊતરાણકાળ તથા ઊતરાણના પ્રસંગ વિષે કોઈ આધારભૂત રિવાયત મળતી હોય, કેમ કે એ જમાનાનો ઇતિહાસ આટલી ઝીણી ઝીણી વિગતો સાથે લખાયો નથી જે રીતે મદની જમાનાનો ઇતિહાસ લખાયો છે. આ કારણે મક્કી સૂરઃઓની બાબતમાં આપણને ઐતિહાસિક આધારોના બદલે મોટાભાગે એ આંતરિક સબૂતો ઉપર આધાર રાખવો પડે છે જે વિવિધ સૂરઃઓના વિષય, હેતુ અને વર્ણનશૈલીમાં, તથા તેની પશ્ચાદ્‌ભૂમિ તરફ તેમના ખુલ્લા કે છૂપા સંકેતોમાં મળતાં હોય, અને દેખીતું છે કે આ પ્રકારની ગવાહીઓની મદદ લઈને એકે એક સૂરઃ અને એકે એક આયત વિષે એ

નક્કી કરી શકાય નહીં કે આ અમુક તારીખે અથવા ફલાણા વર્ષમાં અમુક સમયે ઊતરી છે. વધુમાં વધુ એટલું જ કહી શકાય કે એક તરફ આપણે મક્કી સૂરઃઓની આંતરિક ગવાહીઓને અને બીજી તરફ નબી સ.અ.વ.ના મક્કાના જીવનના ઇતિહાસને સામસામે રાખીએ અને પછી બન્નેની તુલના કરીને એવો અભિપ્રાય બાંધીએ કે કઈ સૂરઃ કયા કાળ સાથે સંબંધ ધરાવે છે.

સંશોધનની આ પદ્ધતિને ધ્યાનમાં રાખીને જયારે આપણે નબી સ.અ.વ.ના મક્કાના જીવન ઉપર નજર નાખીએ છીએ ત્યારે તે ઇસ્લામના સંદેશના દ્રષ્ટિબિંદુથી ચાર મોટા મોટા સ્પષ્ટ તબક્કાઓમાં વહેંચાયેલો દેખાય છે :

પહેલો તબક્કો, નબુવ્વત મળવાથી લઈને નબુવ્વતના જાહેર એલાન સુધી લગભગ ત્રણ વર્ષ જેમાં સંદેશ ગુપ્ત રીતે ખાસ ખાસ લોકોને આપવામાં આવી રહ્યો હતો અને સામાન્ય મક્કાવાસીઓને તેની જાણ ન હતી.

બીજો તબક્કો, નબુવ્વતના એલાનથી માંડીને જોરજુલમ અને સતામણીના આરંભ સુધી લગભગ બે વર્ષ, જેમાં પહેલાં વિરોધની શરૂઆત થઈ, પછી તેણે અવરોધોનું રૂપ ધારણ કર્યું, પછી ઠઠ્ઠા-મશ્કરી અને આક્ષેપો, અપમાન, દુષ્પ્રચાર અને વિરોધી જૂથબંધી સુધી વાત પહોંચી અને છેવટે એ મુસલમાનો ઉપર અત્યાચારોની શરૂઆત થઈ ગઈ જે મોટાભાગે બહુ ગરીબ, કમજોર અને નિરાધાર હતાં.

ત્રીજો તબક્કો, કસોટીની શરૂઆત (સન પાંચ નબવી) થી માંડીને અબૂતાલિબ અને હઝરત ખદીજા રદિ.ના અવસાન (સન ૧૦ નબવી) સુધી, લગભગ પાંચ - છ વર્ષ. આ તબક્કામાં વિરોધ એકદમ ઉગ્ર કક્ષાએ પહોંચી ગયો. ઘણાં મુસલમાનો મકકાના કાફિરોના જોર-જુલમથી વાજ આવીને હબશ (Abyssinia)ની તરફ હિજરત કરી ગયાં, નબી સ.અ.વ. અને આપના પરિવારના બાકી રહેલા મુસલમાનોનો સામજિક અને આર્થિક બહિષ્કાર કરવામાં આવ્યો અને નબી સ.અ.વ.ને પોતાને આપના હિમાયતીઓ અને સાથીઓ સહિત શેઅબેઅબીતાલિબમાં ઘેરી લેવામાં આવ્યાં.

ચોથો તબક્કો, સન ૧૦ નબવીથી માંડીને સન ૧૩ નબવી સુધી લગભગ ૩ વર્ષ. નબી સ.અ.વ. અને આપના સાથીઓ માટે આ અત્યંત કઠણાઈઓ અને મુશ્કેલીઓનો જમાનો હતો. મક્કામાં આપના માટે જીવન અસહ્ય બનાવી દેવામાં આવ્યું હતું. તાઈફ ગયાં તો ત્યાં પણ આશ્રય ન મળ્યો, હજ્જ પ્રસંગે આરબજગતના એક એક કબીલાને આપ અપીલ કરતાં રહ્યાં કે તે મારો સંદેશનો સ્વીકાર કરે અને મને સાથ આપે. પરંતુ દરેક ઠેકાણેથી કોરો જવાબ મળતો હતો. અને આ તરફ મક્કાના લોકો એવી સંતલસો કરતા રહ્યાં કે આપનું ખૂન કરી નાખે અથવા કેદ કરી લે અથવા આપને શહેરમાંથી કાઢી મૂકે. છેવટે અલ્લાહની કૃપાથી અન્સારીઓના દિલ ઇસ્લામ માટે ખુલી ગયાં અને તેમનું નિમંત્રણ મળતાં આપે મદીના તરફ હિજરત કરી.

આમાંથી દરેક તબક્કામાં કુર્આનમજીદની જે સૂરઃઓ ઊતરી છે તે પોતપોતાના વિષયો અને વર્ણનશૈલીમાં એક બીજાથી ભિન્ન છે. એમાં ઘણી જગ્યાએ એવા સંકેતો પણ જોવા મળે છે જેના ઉપરથી પશ્ચાદ્ભૂમિ અને ઘટનાઓ ઉપર સ્પષ્ટ પ્રકાશ પડે છે. દરેક તબક્કાની વિશિષ્ટતાની અસર એ જમાનામાં ઊતરેલી આયતોમાં મહદ્અંશે સ્પષ્ટપણે દેખાય છે. આ જ નિશાનીઓ ઉપર આધાર રાખીને આપણે ભવિષ્યમાં દરેક મક્કી સૂરઃ ની પ્રસ્તાવનામાં એ જણાવીશું કે તે મક્કાના કયા તબક્કામાં તે ઉતરી છે.

| رُكُوعَاتُهَا ٢٠ | سُوْرَةُ الْاَنْعَامِ مَكِّيَّةٌ | اٰيَاتُهَا ١٦٥ |
|---|---|---|
| રુકૂઅ : ૨૦ | સૂરઃ અલઅન્આમ, મદની | આયત : ૧૬૫ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَجَعَلَ الظُّلُمٰتِ
وَالنُّوْرَ ۥ ثُمَّ الَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ يَعْدِلُوْنَ ① هُوَ الَّذِىْ
خَلَقَكُمْ مِّنْ طِيْنٍ ثُمَّ قَضٰۤى اَجَلًا ؕ وَاَجَلٌ مُّسَمًّى عِنْدَهٗ

**પ્રશંસા અલ્લાહ માટે છે જેણે આકાશો અને ધરતીને સર્જ્યાં, પ્રકાશ અને અંધારાં બનાવ્યાં. આમ છતાં પણ એ લોકો કે જેમણે સત્યના સંદેશને સ્વીકારવાનો ઇનકાર કરી દીધો છે, બીજાંને તેમના માલિકની સમકક્ષ ઠેરવી રહ્યાં છે.[૧] એ જ છે જેણે તમને માટીમાંથી[૨] પેદા કર્યાં, પછી તમારા માટે જીવનની એક મુદ્દત નક્કી કરી દીધી, અને એક બીજી મુદ્દત હજી પણ છે જે તેને ત્યાં નિર્ધારિત[૩] થયેલી છે.**

(૧) અત્રે યાદ રહે કે સંબોધન એ આરબ મુશ્રિકોને કરવામાં આવ્યું છે જે એ વાતને તો માનતા હતાં કે ધરતી અને આકાશનો સર્જક અલ્લાહ છે, એ જ દિવસને કાઢે છે અને રાતને લાવે છે, અને તેણે જ સૂર્ય અને ચંદ્રને અસ્તિત્વ આપેલું છે. આમાંથી કોઈપણ માણસ એવો અકીદો ધરાવતો ન હતો કે આ કામ લાત અથવા હુબલ અથવા ઉઝ્ઝા અથવા અન્ય કોઈ દેવી અથવા દેવતાનાં છે. એટલા માટે એમને સંબોધીને કહેવામાં આવી રહ્યું છે કે બેવકૂફો, જયારે તમે પોતે એમ માનો છો કે ધરતી અને આકાશનો સર્જક તથા રાત -દિવસના ભ્રમણનો સંચાલક અલ્લાહ છે તો પછી આ બીજા લોકો કોણ થાય છે કે તેમની સામે નમો છો, ચઢાવા અને ભેટો ધરો છો, દુઆઓ માગો છો અને તમારી જરૂરિયાતો તેમની સામે પ્રસ્તુત કરો છો. (જૂઓ સૂરઃ ફાતિહા, નોંધ ક્રમાંક -૨ , સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક - ૧૬૩)

પ્રકાશની સામે અંધારાઓનું બહુવચન રૂપમાં વર્ણન કરવામાં આવ્યું છે કેમ કે અંધકાર એ પ્રકાશના અભાવનું નામ છે અને પ્રકાશના અભાવના અનેક દરજ્જા છે. એટલા માટે પ્રકાશ એકવચન છે અને અંધકારો બહુવચન છે.

(૨) માનવશરીરના તમામ અવયવો જમીનમાંથી પ્રાપ્ત થાય છે, એક કણ પણ તેમાં બિન-જમીનનો નથી. એટલા માટે એમ કહેવામાં આવ્યું કે તમને માટીમાંથી પેદા કરવામાં આવ્યાં છે.

(૩) અહીં અર્થ કયામતની ઘડી છે કે જયારે આગળના અને પાછળ થઈ ગયેલાં તમામ મનુષ્યોને

ثُمَّ اَنۡتُمۡ تَمۡتَرُوۡنَ ﴿۲﴾ وَهُوَ اللّٰهُ فِى السَّمٰوٰتِ وَفِى الۡاَرۡضِؕ
يَعۡلَمُ سِرَّكُمۡ وَجَهۡرَكُمۡ وَيَعۡلَمُ مَا تَكۡسِبُوۡنَ ﴿۳﴾ وَمَا تَاۡتِيۡهِمۡ
مِّنۡ اٰيَةٍ مِّنۡ اٰيٰتِ رَبِّهِمۡ اِلَّا كَانُوۡا عَنۡهَا مُعۡرِضِيۡنَ ﴿۴﴾
فَقَدۡ كَذَّبُوۡا بِالۡحَـقِّ لَـمَّا جَآءَهُمۡؕ فَسَوۡفَ يَاۡتِيۡهِمۡ اَنۡۢـبٰٓؤُا مَا
كَانُوۡا بِهٖ يَسۡتَهۡزِءُوۡنَ ﴿۵﴾ اَلَمۡ يَرَوۡا كَمۡ اَهۡلَكۡنَا مِنۡ قَبۡلِهِمۡ
مِّنۡ قَرۡنٍ مَّكَّنّٰهُمۡ فِى الۡاَرۡضِ مَا لَمۡ نُمَكِّنۡ لَّـكُمۡ وَاَرۡسَلۡنَا
السَّمَآءَ عَلَيۡهِمۡ مِّدۡرَارًاۖ وَّجَعَلۡنَا الۡاَنۡهٰرَ تَجۡرِىۡ مِنۡ تَحۡتِهِمۡ

---

**પણ તમે લોકો છો કે શંકામાં પડેલાં છો. એ જ એક ખુદા આકાશોમાં પણ છે અને ધરતીમાં પણ, તમારી ઉઘાડી અને છૂપી બધી જ હાલતો જાણે છે અને જે બૂરાઈ અથવા ભલાઈ તમે કમાઓ છો તેનાથી સારી પેઠે વાકેફ છે.**

**લોકોની હાલત એવી છે કે તેમના માલિકની નિશાનીઓમાંથી કોઈ નિશાની એવી નથી જે તેમની સામે આવી હોય અને તેમણે તેનાથી મોઢું ફેરવી લીધું ન હોય. તેથી હવે જે સત્ય તેમની પાસે આવ્યું તો તેને પણ તેમણે ખોટું ઠેરવી દીધું. સારૂં, જે વસ્તુની તેઓ અત્યાર સુધી મજાક ઉડાવતા આવ્યાં છે ટૂંક સમયમાં તેના વિષે કેટલીક ખબરો તેમને પહોંચશે.[૪] શું આ લોકોએ જોયું નથી કે તેમની પહેલાં આવી કેટલીય કોમોને અમે નષ્ટ કરી દીધી છે જેમનો તેમના જમાનામાં રાજપાટ રહ્યું છે ? તેમને અમે ધરતી ઉપર એ સત્તા આપી હતી જે તમને નથી આપી, તેમની ઉપર અમે આકાશમાંથી ઘણો વરસાદ વરસાવ્યો અને તેમની નીચે નદીઓ વહેવડાવી દીધી,**

---

નવેસરથી જીવતાં કરવામાં આવશે તથા હિસાબ આપવા માટે તેમના માલિકની સામે હાજર થશે.

(૪) અહીં ઈશારો હિજરત તથા એ સફળતાઓની તરફ છે જે હિજરત પછી ઈસ્લામને એક પછી એક મળવાની હતી. જે વખતે આ સંકેત આપવામાં આવ્યો હતો તે વખતે કાફિરો એવી કલ્પના પણ કરી શકે તેમ ન હતાં કે કયા પ્રકારના સમાચારો તેમને મળવાના છે, તેમજ મુસલમાનોના મગજમાં પણ આ અંગે કોઈ ખ્યાલ ન હતો. બલ્કે નબી સ.અ.વ. પોતે પણ ભાવિની શકયતાઓથી અજાણ હતાં.

فَاَهۡلَكۡنٰهُمۡ بِذُنُوۡبِهِمۡ وَ اَنۡشَاۡنَا مِنۡۢ بَعۡدِهِمۡ قَرۡنًا اٰخَرِيۡنَ ﴿۶﴾
وَ لَوۡ نَزَّلۡنَا عَلَيۡكَ كِتٰبًا فِىۡ قِرۡطَاسٍ فَلَمَسُوۡهُ بِاَيۡدِيۡهِمۡ لَقَالَ
الَّذِيۡنَ كَفَرُوۡۤا اِنۡ هٰذَاۤ اِلَّا سِحۡرٌ مُّبِيۡنٌ ﴿۷﴾ وَ قَالُوۡا لَوۡ لَاۤ
اُنۡزِلَ عَلَيۡهِ مَلَكٌ ؕ وَ لَوۡ اَنۡزَلۡنَا مَلَـكًا لَّقُضِىَ الۡاَمۡرُ ثُمَّ لَا
يُنۡظَرُوۡنَ ﴿۸﴾ وَ لَوۡ جَعَلۡنٰهُ مَلَـكًا لَّجَعَلۡنٰهُ رَجُلًا وَّ لَلَبَسۡنَا عَلَيۡهِمۡ

**(પરંતુ જ્યારે તેમણે નિયામતો બદલ અપકાર દાખવ્યો ત્યારે) અમે તેમના ગુનાઓના બદલામાં તેમને નષ્ટ કરી દીધાં અને તેમના સ્થાને બીજા જમાનાની કોમોને ઉઠાવી.**

**હે પયગમ્બર ! જો અમે તમારી ઉપર કાગળમાં લખેલું કોઈ પુસ્તક પણ ઉતારી દેત અને લોકો તેને તેમના હાથો વડે સ્પર્શ કરીને પણ જોઈ લેત તો પણ જેમણે સત્યનો ઈનકાર કર્યો છે તેઓ એમ જ કહેત કે આ તો નર્યો જાદુ છે. તેઓ કહે છે કે આ નબી ઉપર શા માટે કોઈ ફરિશ્તો ઉતારવામાં ન આવ્યો ?[૫] જો કયાંક અમે ફરિશ્તો ઉતારી દીધો હોત તો અત્યાર સુધી કયારનોય ફેંસલો થઈ ગયો હોત, પછી આમને જરાપણ મહેતલ આપવામાં આવત નહીં.[૬] અને જો અમે ફરિશ્તાને ઉતારત તો પણ તેને મનુષ્યના રૂપમાં જ ઉતારત અને આવી રીતે આમને એ જ શંકામાં નાખી દેત જેમાં**

(૫) એટલે કે જયારે આ માણસ ખુદા તરફથી પયગમ્બર બનાવીને મોકલવામાં આવેલો છે ત્યારે આકાશમાંથી એક ફરિશ્તો ઊતરવો જોઈતો હતો જે લોકોને કહેત કે, આ ખુદાનો પયગમ્બર છે. તેની વાત માનો નહીં તો તમને સજા કરવામાં આવશે. અજ્ઞાન વાધાં ઉઠાવનારા લોકોને આ વાત માટે આશ્ચર્ય થતું હતું કે આકાશ અને ધરતીનો સર્જક પયગમ્બરને નીમે અને તેને આવી રીતે પથ્થરો અને ગાળો ખાવા માટે નિરાધાર છોડી દે. આવા મોટા બાદશાહનો એલચી કોઈ મોટા રસાલા સાથે આવ્યો ન હતો તો કમસેકમ એક ફરિશ્તો તો તેની સેવામાં ગાર્ડ હોવો જોઈતો હતો જે તેનું રક્ષણ કરત, તેનો ધાક ઉભી કરત, તેની નિમણૂંકની ખાતરી કરાવત અને ચમત્કારિક રીતે તેના કામ કરતો હોત.

(૬) આ તેમના વાંધાનો પહેલો જવાબ છે. આનો અર્થ આ છે કે ઈમાન લાવવા તથા તમારા વ્યવહારની સુધારણા કરવા માટે જે મહેતલ તમને મળેલી છે એ ત્યાં સુધી જ છે જયાં સુધી હકીકત ગેબના પડદાની પાછળ છુપાયેલી છે નહીં તો ગેબનો પડદો ખુલશે ત્યારપછી મહેતલની કોઈ તક રહેશે નહીં, એના પછી તો માત્ર હિસાબ લેવાનું જ બાકી રહી જશે એટલા માટે કે દુનિયાનું જીવન તમારા માટે એક પરીક્ષાનો કાળ




مَّا يَلْبِسُوْنَ ﴿٩﴾ وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِّنْ قَبْلِكَ فَحَاقَ
بِالَّذِيْنَ سَخِرُوْا مِنْهُمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿١٠﴾ ع قُلْ
سِيْرُوْا فِي الْاَرْضِ ثُمَّ انْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ
الْمُكَذِّبِيْنَ ﴿١١﴾ قُلْ لِّمَنْ مَّا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ قُلْ لِّلّٰهِ ۭ

**અત્યારે તેઓ પડેલાં છે.[૭]**

**હે મુહમ્મદ, તમારી પહેલાં પણ ઘણાં પયગમ્બરોનો મજાક ઉડાવવામાં આવેલું છે, પરંતુ એ મજાક ઉડાવનારાઓ ઉપર છેવટે એ જ હકીકત છવાઈને રહી જેનો તેઓ મજાક ઉડાવતા હતાં. (રુકૂઅ-૧) આમને કહો, જરા ધરતી ઉપર હરીફરીને જુઓ, ખોટું ઠેરવનારાઓનો કેવો અંજામ આવ્યો છે.[૮]**

**આમને પૂછો, આકાશો અને ધરતીમાં જે કંઈ છે તે કોનું છે ? — કહો, બધું જ અલ્લાહનું જ છે,[૯]**

---

છે, તથા પરીક્ષા એ વાતની છે કે તમે સચ્ચાઈને જોયા વિના બુદ્ધિ અને વિચાર વડે તેને સમજી શકો છો કે કેમ, અને સમજયા પછી તમારા મન અને તેની ઈચ્છાઓને અંકુશમાં લાવીને તમારા વર્તનને હકીકત પ્રમાણે બરાબર રાખો છો કે કેમ ? આ પરીક્ષા માટે ગેબનું ગેબ રહેવું અનિવાર્ય શરત છે અને તમારું દુનિયાનું જીવન, જે પરીક્ષાનો સમયગાળો છે, ત્યાં જ સુધી કાયમ રહી શકે છે જયાં સુધી ગેબ ગેબ છે. જેવો ગેબ પ્રગટમાં ફેરવાઈ જશે ત્યાં આ મહેતલ અનિવાર્યપણે પૂરી થઈ જશે અને પરીક્ષાની જગ્યાએ પરીક્ષાનું પરિણામ આવવાનો સમય આવી જશે. એટલા માટે તમારી માગણીના જવાબમાં એ શકય નથી કે તમારી સામે ફરિશ્તાને તેના અસલ રૂપમાં જાહેર કરી દેવામાં આવે કેમ કે અલ્લાહતઆલા હજુ તમારી પરીક્ષાની મુદત સમાપ્ત કરવા માગતો નથી. (જૂઓ સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક-૨૨૮)

(૭) આ તેમના વાંધાનો બીજો જવાબ છે. ફરિશ્તાના આગમનનું પહેલું રૂપ એ હોઈ શકત કે તેઓ લોકોની સામે તેમના અસલ ગેબી રૂપમાં જાહેર થાત પરંતુ ઉપર જણાવી દેવામાં આવ્યું કે હજુ એ સમય આવ્યો નથી. હવે બીજું રૂપ એ બાકી રહી જાય છે કે, તેઓ મનુષ્યના રૂપમાં આવે. આના વિષે કહેવામાં આવી રહ્યું છે કે જો તેઓ મનુષ્યના રૂપમાં આવે તો તેઓ અલ્લાહ તરફથી નિમાયેલાં છે તેમાં પણ તમને શંકા જ જશે જેમકે મુહમ્મદ સ.અ.વ.ના અલ્લાહ તરફથી નિમાયેલા હોવા અંગે થઈ રહી છે.

(૮) એટલે કે પુરોગામી કોમોના અવશેષો અને તેમની ઐતિહાસિક કથાઓ ગવાહી આપશે કે સચ્ચાઈ અને હકીકતથી મોઢું ફેરવવા તેમજ જૂઠવાદ માટે આગ્રહ રાખવાના કારણે કેવી રીતે આ કોમો પદાર્થપાઠ આપનારા પરિણામનો ભોગ બની.

كَتَبَ عَلٰى نَفْسِهِ الرَّحْمَةَ ؕ لَيَجْمَعَنَّكُمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ
لَا رَيْبَ فِيْهِ ؕ اَلَّذِيْنَ خَسِرُوْٓا اَنْفُسَهُمْ فَهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿۱۲﴾
وَلَهٗ مَا سَكَنَ فِى الَّيْلِ وَالنَّهَارِ ؕ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿۱۳﴾
قُلْ اَغَيْرَ اللّٰهِ اَتَّخِذُ وَلِيًّا فَاطِرِ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ
يُطْعِمُ وَلَا يُطْعَمُ ؕ قُلْ اِنِّىْٓ اُمِرْتُ اَنْ اَكُوْنَ اَوَّلَ مَنْ اَسْلَمَ

**તેણે કૃપા અને મહેરબાનીની રીત પોતાના માટે ફરજિયાત કરી લીધી છે (એટલા જ માટે તે વિદ્રોહો અને નાફરમાનીના કામો બદલ તમને તરત જ પકડી લેતો નથી), કયામતના દિવસે તે તમને સૌને જરૂર એકઠાં કરશે, આ તદન શંકારહિત હકીકત છે, પરંતુ જે લોકોએ જાતે જ તેમને પોતાને વિનાશના જોખમમાં મૂકી દીધાં છે તેઓ આને માનતાં નથી.**

**રાતના અંધારામાં અને દિવસના અજવાળામાં જે કંઈ ટકેલું છે, બધું જ અલ્લાહનું છે અને તે બધું જ સાંભળે અને જાણે છે. કહો, શું હું અલ્લાહને છોડીને કોઈ બીજાને મારો વાલી બનાવી લઉં ? એ અલ્લાહને છોડીને જે ધરતી અને આકાશોનો સર્જનહાર છે અને જે રોજી આપે છે, રોજી લેતો નથી ?[૧૦] કહો, મને તો આ જ હુકમ આપવામાં આવ્યો છે કે સૌની પહેલાં હું તેની આગળ આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવું (અને ભારપૂર્વક કહેવામાં આવ્યું છે કે કોઈ શિર્ક કરતો હોય તો કરે)**

(૯) આ એક નાજુક વર્ણનશૈલી છે. પહેલાં હુકમ થયો કે આમને પૂછો, ધરતી અને આકાશના સર્જનો કોના છે. પૂછનારે સવાલ કર્યો અને જવાબની રાહ જોઈ કે જેમને સંબોધન કરવામાં આવ્યું છે તેઓ જો કે માને જ છે કે બધું જ અલ્લાહનું છે, પરંતુ તેઓ ન તો ખોટો જવાબ આપવાની હિંમત ધરાવે છે, અને ન તો સાચો જવાબ આપવા માગે છે. કેમ કે જો સાચો જવાબ આપે તો તેમને ડર છે કે વિરોધીઓ એના દ્વારા તેમની શિર્કયુકત માન્યતાની સામે દલીલ કરશે. એટલા માટે જ્યારે તેઓ કોઈ જવાબ આપતાં નથી ત્યારે હુકમ થાય છે કે તમે પોતે જ કહો કે બધું જ અલ્લાહનું છે.

(૧૦) આમાં સૂક્ષ્મ સંકેત છે. મુશ્રિકોએ અલ્લાહ સિવાય જેને જેને તેમના ખુદા બનાવી રાખેલાં છે તે બધા તેમના આ બંદાઓને રોજી આપવાને બદલે ઉલટાના તેમની પાસેથી જ રોજી મેળવવા માટે મોહતાજ છે. જ્યાં સુધી તેના બંદા તેને કરવેરા અને ભેટ-સોગાદ ન આપે ત્યાં સુધી કોઈ ફિરઔન ખુદાઈ ઠાઠમાઠ જમાવી શકતો નથી, કબરમાં પોઢેલા કોઈ માણસની ખુદાઈ પ્રસ્થાપિત થઈ શકતી નથી જ્યાં સુધી તેના પૂજકો તેનો ભવ્ય મકબરો ન બાંધે. કોઈ દેવતાનો ખુદાઈ દરબાર સજાવટથી સજ્જ થઈ શકતો નથી જ્યાં સુધી તેના પૂજકો

وَ لَا تَكُوْنَنَّ مِنَ الْمُشْرِكِيْنَ ﴿١٤﴾ قُلْ اِنِّيْۤ اَخَافُ اِنْ
عَصَيْتُ رَبِّيْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿١٥﴾ مَنْ يُّصْرَفْ عَنْهُ
يَوْمَىِٕذٍ فَقَدْ رَحِمَهٗ ؕ وَ ذٰلِكَ الْفَوْزُ الْمُبِيْنُ ﴿١٦﴾ وَ اِنْ
يَّمْسَسْكَ اللّٰهُ بِضُرٍّ فَلَا كَاشِفَ لَهٗۤ اِلَّا هُوَ ؕ وَ اِنْ يَّمْسَسْكَ
بِخَيْرٍ فَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿١٧﴾ وَ هُوَ الْقَاهِرُ فَوْقَ عِبَادِهٖ ؕ
وَ هُوَ الْحَكِيْمُ الْخَبِيْرُ ﴿١٨﴾ قُلْ اَيُّ شَيْءٍ اَكْبَرُ شَهَادَةً ؕ قُلِ اللّٰهُ ۙ قف
شَهِيْدٌۢ بَيْنِيْ وَ بَيْنَكُمْ ۫ قف وَ اُوْحِيَ اِلَيَّ هٰذَا الْقُرْاٰنُ لِاُنْذِرَكُمْ

---

**તું કોઈ પણ સંજોગોમાં મુશ્રિકોમાં સામેલ ન થા. કહો, જો હું મારા માલિકની નાફરમાની કરું તો ડરું છું કે એક મોટા (ભયાનક) દિવસે મારે સજા ભોગવવી પડશે. એ દિવસે જે સજાથી બચી ગયો તેની ઉપર અલ્લાહે ઘણી જ કૃપા કરી અને આ જ સ્પષ્ટ સફળતા છે. જો અલ્લાહ તમને કોઈ પ્રકારનું નુકસાન પહોંચાડે તો તેના સિવાય કોઈ નથી જે તમને એ નુકસાનથી બચાવી શકે, અને જો તે તમને કોઈ ભલાઈથી નવાજે તો તે દરેક વસ્તુ કરવા માટે સમર્થ છે. તે તેના બંદાઓ ઉપર પૂર્ણ સત્તાઓ ધરાવે છે અને ડહાપણવાળો તથા માહિતગાર છે.**

**આમને પૂછો, કોની સાક્ષી સૌથી ચઢિયાતી છે ? — કહો, મારી અને તમારી વચ્ચે અલ્લાહ સાક્ષી[11] છે, અને આ કુર્આન મારી તરફ વહી મારફતે મોકલવામાં આવ્યું છે કે જેથી તમને અને જેને જેને આ પહોંચે,**

---

તેની મૂર્તિ ઘડીને એક આલીશાન મંદિરમાં પ્રસ્થાપિત ન કરી દે અને તેને શોભા અને શણગારની વસ્તુઓ વડે શણગારે નહીં. બધા જ બનાવટી ખુદાઓ બિચારાં તેમના પોતાના બંદાઓના મોહતાજ છે. માત્ર જગતનો માલિક જ એ સાચો ખુદા છે જેની ખુદાઈ તેના આપબળે કાયમ છે અને જે કોઈની મદદનો મોહતાજ નથી બલ્કે બધા જ તેના મોહતાજ છે.

(૧૧) એટલે કે આ વાત માટે સાક્ષી છે કે હું તેના તરફથી નિમાયેલો છું અને જે કંઈ કહી રહ્યો છું તે તેના જ હુકમથી કહી રહ્યો છું.

بِهٖ وَ مَنْۢ بَلَغَ ؕ اَئِنَّكُمْ لَتَشْهَدُوْنَ اَنَّ مَعَ اللّٰهِ اٰلِهَةً اُخْرٰى ؕ
قُلْ لَّاۤ اَشْهَدُ ۚ قُلْ اِنَّمَا هُوَ اِلٰهٌ وَّاحِدٌ وَّ اِنَّنِىْ بَرِىْٓءٌ مِّمَّا
تُشْرِكُوْنَ ۝١٩ اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْرِفُوْنَهٗ كَمَا يَعْرِفُوْنَ
اَبْنَآءَهُمْ ۘ اَلَّذِيْنَ خَسِرُوْۤا اَنْفُسَهُمْ فَهُمْ لَا يُؤْمِنُوْنَ ۝٢٠ وَ
مَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا اَوْ كَذَّبَ بِاٰيٰتِهٖ ؕ اِنَّهٗ




**સૌને ચેતવી દઉં. શું ખરેખર તમે લોકો આ સાક્ષી આપી શકો છો કે અલ્લાહની સાથે બીજા ખુદાઓ પણ છે?[૧૨] કહો, હું તો આની સાક્ષી કદાપિ આપી શકતો નથી.[૧૩] કહો, ખુદા તો એ જ એક છે અને મને એ શિર્ક સાથે જરાપણ નિસ્બત નથી જેમાં તમે પડેલાં છો. જે લોકોને અમે ગ્રંથ આપ્યો છે તેઓ આ વાતને શંકા વિના એવી રીતે ઓળખે છે જેવી રીતે તેમને તેમના પુત્રોને ઓળખવામાં કોઈ શંકા પેદા થતી નથી.[૧૪] પરંતુ જેમણે જાતે જ તેમને નુકસાનમાં નાખી દીધાં છે તેઓ આને માનતાં નથી. (રુકૂઅ-૨) અને એ માણસ કરતાં વધારે જુલમી કોણ હશે જે અલ્લાહ ઉપર જૂઠો આરોપ મૂકે,[૧૫] અથવા અલ્લાહની નિશાનીઓને ખોટી ઠેરવે?[૧૬] નિઃશંક**

(૧૨) કોઈપણ વસ્તુની સાક્ષી આપવા માટે માત્ર અનુમાન અથવા કલ્પના પૂરતાં નથી બલ્કે તેના માટે જાણકારી હોવી જરૂરી છે કે જેના આધારે માણસ વિશ્વાસપૂર્વક રીતે કહી શકે કે આવું છે. તેથી પ્રશ્નનો અર્થ આ છે કે શું ખરેખર તમને એવી જાણકારી છે કે આ જગતમાં ખુદા સિવાય બીજો પણ કોઈ સંચાલન કરતો સત્તાધારી શાસક કે હાકેમ છે જે બંદગી અને પૂજાનો હક્ક ધરાવતો હોય?

(૧૩) એટલે કે જો તમે જ્ઞાન વિના માત્ર ખોટી સાક્ષી આપવા માગતા હોવ તો ભલે આપો, હું તો આવી સાક્ષી આપી શકું નહીં.

(૧૪) એટલે કે આકાશીગ્રંથોનું જ્ઞાન ધરાવનારા લોકો આ હકીકતને નિઃશંકપણે ઓળખે છે કે ખુદા એક જ છે અને ખુદાઈમાં કોઈનો કોઈ હિસ્સો નથી. જેમ કોઈનું બાળક ઘણાં બાળકો વચ્ચે ભળીને ઊભો હોય તો તે અલગથી ઓળખી લેશે કે તેનું બાળક કયું છે. આવી જ રીતે જે માણસ ખુદાઈ ગ્રંથનું જ્ઞાન ધરાવતો હોય તે ખુદાઈ વિષે લોકોની અસંખ્ય માન્યતાઓ તેમજ વિચારસરણીઓ વચ્ચે કોઈપણ જાતની શંકા વિના ઓળખી લેશે કે આમાંથી સાચી વાત કઈ છે.

(૧૫) એટલે કે એવો દાવો કરે કે ખુદાની સાથે બીજી ઘણી હસ્તીઓ પણ ખુદાઈમાં ભાગીદાર છે, ખુદાઈ ગુણો ધરાવે છે, માલિકીના અધિકારો અને સત્તાઓ ધરાવે છે અને એવો હકક ધરાવે છે કે તેમના પ્રત્યે

لَا يُفْلِحُ الظّٰلِمُوْنَ ﴿٢١﴾ وَيَوْمَ نَحْشُرُهُمْ جَمِيْعًا ثُمَّ نَقُوْلُ
لِلَّذِيْنَ اَشْرَكُوْٓا اَيْنَ شُرَكَاۗؤُكُمُ الَّذِيْنَ كُنْتُمْ تَزْعُمُوْنَ ﴿٢٢﴾
ثُمَّ لَمْ تَكُنْ فِتْنَتُهُمْ اِلَّآ اَنْ قَالُوْا وَاللّٰهِ رَبِّنَا مَا كُنَّا
مُشْرِكِيْنَ ﴿٢٣﴾ اُنْظُرْ كَيْفَ كَذَبُوْا عَلٰٓى اَنْفُسِهِمْ وَضَلَّ عَنْهُمْ
مَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿٢٤﴾ وَمِنْهُمْ مَّنْ يَّسْتَمِعُ اِلَيْكَ ۚ وَجَعَلْنَا

**આવા જુલમીઓ કયારેય સફળતા પામી શકતાં નથી.**

**જે દિવસે અમે આ બધાને એકઠાં કરીશું અને મુશ્રિકોને પૂછીશું કે હવે તમારા ઠેરવેલા એ ભાગીદારો કયાં છે જેમને તમે તમારા ખુદા માનતા હતાં ત્યારે તેઓ આ સિવાય બીજી કોઈ યુકિત અજમાવી શકશે નહીં કે (આવું ખોટું નિવેદન આપે કે) હે અમારા માલિક, તારા સોગંદ, અમે કદાપિ મુશ્રિક ન હતાં. જુઓ, એ વખતે આ લોકો કેવી રીતે પોતાના માટે પોતે જુઠ્ઠાણું ઘડશે, અને ત્યાં તેમના બધાં જ બનાવટી ખુદાઓ ગુમ થઈ જશે.**

**આમાંથી કેટલાક લોકો એવાં છે જે કાન દઈને તમારી વાતો સાંભળે છે પરંતુ હકીકત આ છે કે અમે**

મનુષ્ય બંદગીનું વલણ અપનાવે. બીજું, અલ્લાહ ઉપર આ પણ એક બોતાન છે કે કોઈ એમ કહે કે ખુદાએ ફલાણી ફલાણી હસ્તીઓને પોતાની ખાસ નિકટની ઠરાવેલી છે અને તેણે જ આ હુકમ આપ્યો છે અથવા કમસેકમ તેમની તરફ ખુદાઈ ગુણોનું આરોપણ પણ કરવામાં આવે અને તેમની સાથે એવો વ્યવહાર કરવામાં આવે જે બંદાએ તેના ખુદાની સાથે કરવો જોઈએ તો તે આના માટે રાજી છે.

(૧૬) અલ્લાહની નિશાનીઓનો મતલબ એ નિશાનીઓ પણ છે જે માનવીની પોતાની જાતમાં અને સમગ્ર સૃષ્ટિમાં વ્યાપેલી છે, અને એ પણ જે પયગમ્બરોના જીવનચરિત્રો અને તેમના ચમત્કારોમાં વ્યક્ત થઈ, અને એ પણ જે આકાશી ગ્રંથોમાં રજૂ કરવામાં આવી. આ તમામ નિશાનીઓ એક જ સત્યની તરફ માર્ગદર્શન કરે છે એટલે કે જગતમાં ખુદા માત્ર એક જ છે બાકી બધા તેના બંદા છે. હવે જે માણસ આ તમામ નિશાનીઓની સામે, કોઈપણ સાચી સાક્ષી વિના, કોઈ જાણકારી, કોઈ અવલોકન અથવા અનુભવ વિના, એકમાત્ર અનુમાન અને કલ્પના, અથવા બાપદાદાના અનુસરણના આધારે, બીજાઓને ખુદાઈ ગુણોથી સજ્જ તેમજ ખુદાઈ સત્તાઓનો અધિકારી ઠરાવતો હોય તો દેખીતું છે કે એના કરતાં મોટો અત્યાચારી કોઈ હોઈ ન શકે. તે હકીકત અને સચ્ચાઈ ઉપર જુલમ કરી રહ્યો છે, પોતાની જાત ઉપર જુલમ કરી રહ્યો છે, તથા સૃષ્ટિની એ દરેક વસ્તુ ઉપર

عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ يَّفْقَهُوْهُ وَفِيْٓ اٰذَانِهِمْ وَقْرًا ؕ وَاِنْ
يَّرَوْا كُلَّ اٰيَةٍ لَّا يُؤْمِنُوْا بِهَا ؕ حَتّٰٓى اِذَا جَآءُوْكَ يُجَادِلُوْنَكَ
يَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْٓا اِنْ هٰذَآ اِلَّآ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ﴿٢٥﴾

**તેમના દિલો ઉપર આવરણ ચઢાવી દીધેલાં છે જેના કારણે તેઓ આને જરાપણ સમજતાં નથી અને તેમના કાન બહેરાં કરી દીધાં છે (કે બધું જ સાંભળ્યાં પછી પણ કંઈ સાંભળતાં નથી).[૧૭] તેઓ ભલે કોઈપણ નિશાની જોઈ લે, તેની ઉપર ઈમાન લાવશે નહીં. હદ તો આ છે કે જ્યારે તેઓ તમારી પાસે આવીને તમારી સાથે ઝઘડે છે ત્યારે તેમનામાંથી જે લોકોએ ઈનકાર કરવાનો નિર્ણય કરી લીધો છે તેઓ (બધી વાતો સાંભળ્યા પછી) એમ જ કહે છે કે આ પુરાણી વાર્તાઓ સિવાય કશું નથી.[૧૮]**

જુલમ કરી રહ્યો છે જેની સાથે તે આ ખોટી વિચારસરણીના આધારે કોઈપણ વ્યવહાર કરે છે.

(૧૭) અત્રે એ વાત ધ્યાનમાં રહે કે કુદરતના કાનૂન હેઠળ દુનિયામાં જે કંઈ ઘટનાઓ ઘટે છે, તેને અલ્લાહતઆલા તેના નામ સાથે જોડે છે, કેમ કે હકીકતમાં કાનૂનનો ઘડનાર અલ્લાહ જ છે અને જે પરિણામો આ કાનૂન હેઠળ પ્રગટ થાય છે તે બધા જ હકીકતમાં અલ્લાહના હુકમથી અને તેના ઈરાદા હેઠળ જ પ્રગટ થતાં હોય છે. હઠાગ્રહથી પીડાતા સત્યના ઈનકારીઓ દ્વારા બધું જ સાંભળ્યા પછી પણ કંઈ પણ ન સાંભળવું, તથા સત્યના સંદેશ આપનારની વાતનું તેમના દિલમાં ન ઊતરવું, તેમના હઠાગ્રહ, પૂર્વગ્રહ તથા જડતાનું સ્વભાવિક પરિણામ છે. કુદરતનો કાનૂન આ જ છે કે જે માણસ હઠ પકડી લે છે, અને પૂર્વગ્રહ વિના સત્યનિષ્ઠ માણસ જેવું વલણ અપનાવવા માટે તૈયાર નથી થતો, તેના દિલના દરવાજાં એ દરેક સચ્ચાઈ માટે બંધ થઈ જાય છે જે તેની ઈચ્છાઓની વિરૂદ્ધ હોય. આ વાત જયારે આપણે કહીશું ત્યારે એમ કહીશું કે ફલાણા માણસના દિલના દરવાજાં બંધ છે, અને આ જ વાત જયારે અલ્લાહ કહેશે ત્યારે એમ કહેશે કે તેના દિલના દરવાજાં અમે બંધ કરી દીધાં છે, કેમ કે આપણે ફકત ઘટનાનું વર્ણન કરીએ છીએ જયારે અલ્લાહ ઘટનાની હકીકત દર્શાવે છે.

(૧૮) સામાન્ય રીતે મૂર્ખ લોકોનો એવો નિયમ હોય છે કે જયારે કોઈ માણસ તેમને સત્યની તરફ બોલાવે છે ત્યારે તેઓ કહે છે કે, તમે નવી વાત શું કહી, આ તો બધી એ જ જૂની વાતો છે જે અમે પહેલાંથી સાંભળતાં આવીએ છીએ. બીજા શબ્દોમાં, આ મૂર્ખ લોકો એમ માને છે કે કોઈ પણ વાત સાચી હોવા માટે એ જરૂરી છે કે એ નવી પણ હોવી જોઈએ તેમજ જે વાત જૂની છે તે સાચી નથી. જો કે સત્ય દરેક જમાનામાં એક જ રહ્યું છે અને હંમેશાં એક જ રહેશે. ખુદાએ આપેલા જ્ઞાનના આધારે જે લોકો મનુષ્યોના માર્ગદર્શન માટે આગળ આવ્યાં છે તે બધાં પ્રાચીન સમયથી એક જ સત્ય હકીકત રજૂ કરતાં આવ્યાં છે અને ભવિષ્યમાં પણ આ જ્ઞાનના સ્ત્રોતનો લાભ ઉઠાવીને જે કંઈ રજૂ કરશે તે એ જ જૂની વાતનું પુનરાવર્તન કરશે. અલબત્ત, નવી વાત માત્ર એ જ લોકો કાઢી શકે છે જે ખુદાના પ્રકાશથી વંચિત થઈને સદાકાળથી ચાલી આવતી કાયમી હકીકતને જોઈ શકતાં નથી અને તેમના મગજની ઉપજ વડે અમુક વિચારસરણીઓ ઘડીને સત્યના નામે રજૂ કરે છે. આ પ્રકારના લોકો

وَهُمْ يَنْهَوْنَ عَنْهُ وَيَنْـَٔوْنَ عَنْهُ ۚ وَإِنْ يُّهْلِكُوْنَ إِلَّآ أَنْفُسَهُمْ
وَمَا يَشْعُرُوْنَ ۝٢٦ وَلَوْ تَرٰٓى إِذْ وُقِفُوْا عَلَى النَّارِ فَقَالُوْا
يٰلَيْتَنَا نُرَدُّ وَلَا نُكَذِّبَ بِاٰيٰتِ رَبِّنَا وَنَكُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ ۝٢٧
بَلْ بَدَا لَهُمْ مَّا كَانُوْا يُخْفُوْنَ مِنْ قَبْلُ ۗ وَلَوْ رُدُّوْا لَعَادُوْا
لِمَا نُهُوْا عَنْهُ وَإِنَّهُمْ لَكٰذِبُوْنَ ۝٢٨ وَقَالُوْٓا إِنْ هِيَ إِلَّا حَيَاتُنَا
الدُّنْيَا وَمَا نَحْنُ بِمَبْعُوْثِيْنَ ۝٢٩ وَلَوْ تَرٰٓى إِذْ وُقِفُوْا عَلٰى رَبِّهِمْ ۗ

**તેઓ આ સત્યને વાતને સ્વીકારવાથી લોકોને રોકે છે અને પોતે પણ આનાથી દૂર ભાગે છે. (તેઓ માને છે કે આ કૃત્ય વડે તેઓ તમારું કંઈ બગાડી રહ્યાં છે) જો કે હકીકતમાં તેઓ તેમના જ વિનાશનો સામાન તૈયારી કરી રહ્યાં છે પરંતુ તેમને આનું ભાન નથી. કદાચ તમે એ વખતે હાલત જોઈ શકત કે જ્યારે તેમને દોજખના કિનારે ઊભા કરવામાં આવશે. તે વખતે તેઓ કહેશે કે કદાચ કોઈ ઉપાય એવો હોય કે અમે દુનિયામાં પાછા મોકલવામાં આવે અને અમારા માલિકની નિશાનીઓને ખોટી ન ઠેરવીએ અને ઈમાન લાવનારાઓમાં સામેલ થઈએ. હકીકતમાં આ વાત તેઓ માત્ર એટલા માટે કહેશે કે જે હકીકત ઉપર તેમણે પડદો નાખી રાખ્યો હતો તે એ વખતે ખુલીને તેમની સામે આવી ગઈ હશે,[૧૯] નહીં તો જો તેમને પાછલા જીવનની તરફ પરત મોકલવામાં આવે તો ફરી પાછું એ જ બધું કરે જેનાથી તેમને રોકવામાં આવ્યાં છે, તેઓ તો છે જ જુઠ્ઠાં (આટલા માટે પોતાની આ ઈચ્છા વ્યકત કરવામાં પણ જૂઠ્ઠું જ બોલશે). આજે આ લોકો કહે છે કે જીવન જે કંઈ પણ છે બસ આ જ દુનિયાનું જીવન છે અને અમે મૃત્યુ પછી કદાપિ બીજીવાર ઉઠાવવામાં આવશું નહીં. કદાચ તમે એ દશ્ય જોઈ શકો જ્યારે આ લોકોને તેમના માલિકની સામે ઊભા કરવામાં આવશે.**

---

નિઃશંક એવી અનોખી વાતો કરનારા હોઈ શકે છે અને એવી વાત કહે જે તેમની પહેલાં કયારેય દુનિયામાં કોઈએ કહી ન હોય.

(૧૯) એટલે કે તેમનું આ કથન હકીકતમાં તર્ક અને ચિંતનના કોઈ સાચા તારણ અથવા કોઈ સાચા અભિપ્રાયના ફેરફારનું પરિણામ નહીં હોય બલ્કે માત્ર સત્યદર્શનનું પરિણામ હશે જેના પછી દેખીતું છે કે કોઈ કટ્ટરમાં કટ્ટર કાફિર પણ ઈનકારની હિંમત કરી શકશે નહીં.




قَالَ اَلَيۡسَ هٰذَا بِالۡحَـقِّ‌ؕ قَالُوۡا بَلٰى وَرَبِّنَا‌ؕ قَالَ فَذُوۡقُوا الۡعَذَابَ

بِمَا كُنۡتُمۡ تَكۡفُرُوۡنَ ۝۳۰ قَدۡ خَسِرَ الَّذِيۡنَ كَذَّبُوۡا بِلِقَآءِ اللّٰهِ‌ؕ حَتّٰٓى

اِذَا جَآءَتۡهُمُ السَّاعَةُ بَغۡتَةً قَالُوۡا يٰحَسۡرَتَنَا عَلٰى مَا فَرَّطۡنَا فِيۡهَا ۙ

وَهُمۡ يَحۡمِلُوۡنَ اَوۡزَارَهُمۡ عَلٰى ظُهُوۡرِهِمۡ‌ؕ اَلَا سَآءَ مَا يَزِرُوۡنَ ۝۳۱

وَمَا الۡحَيٰوةُ الدُّنۡيَاۤ اِلَّا لَعِبٌ وَّلَهۡوٌ‌ؕ وَلَلدَّارُ الۡاٰخِرَةُ

**એ વખતે તેમનો માલિક તેમને પૂછશે ''શું આ હકીકત નથી ?'' તેઓ કહેશે ''હા, હે અમારા માલિક ! આ હકીકત જ છે.'' તે કહેશે ''સારું ! તો હવે તમારા હકીકતના ઈનકારના બદલામાં સજાનો સ્વાદ ચાખો.'(રુકૂઅ-૩)**

**નુકસાનમાં પડી ગયાં એ લોકો જેમણે અલ્લાહ સાથેની તેમની મુલાકાતની ખબરને ખોટી ઠેરવી. જ્યારે અચાનક એ ઘડી આવી જશે ત્યારે આ જ લોકો કહેશે ''અફસોસ ! આ મામલામાં અમારાથી કેવી ભૂલ થઈ.'' અને તેમની હાલત એવી હશે કે તેમની પીઠો ઉપર તેમના ગુનાઓનો બોજો ઉપાડેલો હશે.'' જુઓ ! કેવો ખરાબ બોજો છે જે આ લોકો ઉપાડી રહ્યાં છે. દુનિયાનું જીવન તો એક ખેલ અને એક તમાશો છે.[૨૦] હકીકતમાં આખિરતનું જ સ્થળ**

(૨૦) આનો અર્થ એમ નથી કે દુનિયાના જીવનમાં કોઈ ગંભીરતા નથી અને આ માત્ર ખેલ અને તમાશા તરીકે બનાવવામાં આવ્યું છે. હકીકતમાં આનો અર્થ એવો છે કે આખિરતના સાચા અને કાયમી જીવનના મુકાબલે આ જીવન એવું છે જાણે કોઈ માણસ થોડા સમય માટે ખેલકૂદ અને મનોરંજનમાં દિલ બહેલાવે અને પછી અસલ ગંભીર કામકાજની તરફ પાછો વળી જાય. બીજું, આની ખેલકૂદ અને તમાશા સાથે એટલા માટે પણ સરખામણી કરવામાં આવી છે કે અહીં હકીકત છૂપી હોવાના કારણે દ્રષ્ટિવિહીન અને બાહ્યપૂજક માનવીઓ માટે ગેરસમજમાં પડવાના અનેક કારણો મોજૂદ છે, અને આ ગેરસમજમાં પડીને લોકો સર્વસંમત સાચી હકીકતો વિષે એવું વિચિત્ર વલણ અપનાવે છે જેના કારણે તેમનું જીવન માત્ર એક ખેલ અને તમાશો બનીને રહી જાય છે. ઉદાહરણ તરીકે, જે માણસ અહીં રાજા બનીને બેસે છે તેની હેસિયત હકીકતમાં રંગમંચના એ બનાવટી રાજા કરતાં જુદી નથી હોતી જે તાજ પહેરીને બિરાજમાન થાય છે અને એવી રીતે રાજ ચલાવે છે જાણે કે તે ખરેખર રાજા છે, જો કે સાચી બાદશાહીની તેને હવા સુદ્ધાં લાગતી નથી. નિર્દેશકના એક ઈશારા પર તે બરતરફ થઈ જાય છે, કેદ કરી લેવામાં આવે છે અને તેના મૃત્યુદંડ સુધીનો ચુકાદો પણ આપી દેવામાં આવે છે. આવા જ તમાશા આ દુનિયામાં ચારેય તરફ ચાલી રહ્યાં છે. કોઈક જગ્યાએ કોઈ પીર અથવા

خَيْرٌ لِّلَّذِيْنَ يَتَّقُوْنَ ؕ اَفَلَا تَعْقِلُوْنَ ﴿٣٢﴾ قَدْ نَعْلَمُ اِنَّهٗ لَيَحْزُنُكَ
الَّذِىْ يَقُوْلُوْنَ فَاِنَّهُمْ لَا يُكَذِّبُوْنَكَ وَ لٰكِنَّ الظّٰلِمِيْنَ بِاٰيٰتِ اللّٰهِ
يَجْحَدُوْنَ ﴿٣٣﴾ وَ لَقَدْ كُذِّبَتْ رُسُلٌ مِّنْ قَبْلِكَ فَصَبَرُوْا عَلٰى

**તે લોકો માટે સારું છે જે લોકો ખોટ ખાવાથી બચવા માગે છે, તો પછી શું તમે લોકો બુદ્ધિનો ઉપયોગ નહીં કરો ?**

**હે મુહમ્મદ ! અમને ખબર છે કે જે વાતો આ લોકો બનાવે છે તેનાથી તમને દુઃખ પહોંચે છે, પરંતુ આ લોકો તમને ખોટા કહેતાં નથી બલ્કે આ જુલમીઓ હકીકતમાં અલ્લાહની આયતોનો ઈનકાર કરી રહ્યાં છે.[૨૧] તમારી પહેલાં પણ ઘણાં પયગમ્બરોને ખોટા ઠેરવવામાં આવેલાં છે. પરંતુ આ જૂઠ માટે અને એ તકલીફો બદલ કે જે તેમને પહોંચાડવામાં આવી, તેમણે**

દેવીના દરબારમાં હાજતો માગવામાં આવી રહી છે, જો કે ત્યાં હાજતો પૂરી કરવાની શક્તિનું નામ-નિશાન સુદ્ધાં નથી. કયાંક કોઈ ભૂતકાળ અને ભવિષ્યની જાણકારીનું પ્રદર્શન કરી રહ્યું છે, જો કે અદ્રશ્યના જ્ઞાનનો ત્યાં છાંટો પણ નથી. કયાંક કોઈ લોકોનો રોજી પહોંચાડનાર બની બેઠો છે, જો કે એ પોતે જ પોતાની રોજી માટે બીજાંઓનો મોહતાજ છે. કયાંક કોઈ પોતાની જાતને માન અને અપમાન આપનાર, નફો અને નુકસાન પહોંચાડનાર માની બેઠો છે અને અમસ્તાં જ પોતાની મોટાઈની દાંડી પીટતો રહે છે, જાણે કે આસપાસની બધી જ મખ્લૂકનો તે જ ખુદા છે. જો કે બંદગીના અપમાનનું કલંક તેના કપાળ ઉપર લાગેલું છે અને ભાગ્યનો એક સાધારણ આંચકો તેને મોટાઈના સ્થાનેથી પાડીને એ જ લોકોના પગ તળે કચડાવી શકે છે જેમની ઉપર તે ગઈકાલ સુધી ખુદાઈ ચલાવતો હતો. આ બધા ખેલ, જે દુનિયાના થોડા દિવસના જીવનમાં ખેલાઈ રહ્યાં છે, મોતની ક્ષણ આવતાં જ એકાએક ખતમ થઈ જશે અને આ સરહદમાંથી પાર થતાં જ માનવી એ દુનિયામાં પહોંચી જશે જયાં બધું જ બરાબર હકીકત મુજબ હશે અને જયાં દુનિયાના જીવનની તમામ ગેરસમજોના આવરણો ઉતારીને દરેક માનવીને દેખાડી દેવામાં આવશે કે તે સચ્ચાઈના કેટલા ગુણો પોતાની સાથે લાવ્યો છે જેમનું સત્યના ત્રાજવામાં કોઈ વજન અથવા કોઈ મૂલ્ય હોય.

(૨૧) હકીકત આ છે કે જયાં સુધી મુહમ્મદ સ.અ.વ.એ અલ્લાહની આયતો સંભળાવવાની શરૂઆત કરી ન હતી ત્યાં સુધી આપની કોમના બધા જ લોકો આપને પ્રમાણિક અને સત્યવાન માનતા હતાં અને આપની સચ્ચાઈ ઉપર સંપૂર્ણ વિશ્વાસ ધરાવતા હતાં. તેમણે આપને ત્યારે જુઠ્ઠા કહ્યાં જયારે આપે અલ્લાહના તરફથી સંદેશ આપવાનું શરૂ કર્યું અને આ બીજા તબકકામાં પણ એ લોકોમાં કોઈ માણસ એવો ન હતો જે અંગત રીતે આપને જુઠ્ઠો ઠરાવવાની હિંમત કરી શકતો હોય. આપના કટ્ટરમાં કટ્ટર વિરોધીએ પણ કયારેય આપની ઉપર એવો આરોપ નથી મૂકયો કે આપ દુનિયાના કોઈ મામલામાં કયારેય પણ જૂઠું બોલ્યાં હોય. તેમણે આપને માત્ર નબી હોવા પૂરતાં જ ખોટા કહ્યાં. આપનો સૌથી મોટો શત્રુ અબૂજહલ હતો અને હઝરત અલી રદિ. વર્ણવે છે કે

مَا كُذِّبُوْا وَ اُوْذُوْا حَتّٰۤى اَتٰىهُمْ نَصْرُنَا ۚ وَ لَا مُبَدِّلَ لِكَلِمٰتِ اللّٰهِ ۚ
وَ لَقَدْ جَآءَكَ مِنْ نَّبَاِی الْمُرْسَلِیْنَ ﴿۳۴﴾ وَ اِنْ كَانَ كَبُرَ عَلَیْكَ
اِعْرَاضُهُمْ فَاِنِ اسْتَطَعْتَ اَنْ تَبْتَغِیَ نَفَقًا فِی الْاَرْضِ اَوْ سُلَّمًا
فِی السَّمَآءِ فَتَاْتِیَهُمْ بِاٰیَةٍ ؕ وَ لَوْ شَآءَ اللّٰهُ لَجَمَعَهُمْ عَلَى الْهُدٰى

**ધીરજ રાખી, એટલે સુધી કે તેમની પાસે અમારી મદદ પહોંચી ગઈ. અલ્લાહની વાતોને બદલવાની તાકાત કોઈનામાં નથી,[૨૨] અને અગાઉના પયગમ્બરો સાથે જે કંઈ બન્યું તેના અહેવાલો તમને પહોંચી જ ગયાં છે. આમ છતાં જો આ લોકોની ઉપેક્ષા તમારાથી સહન ન થતી હોય તો જો તમારામાં જરાપણ તાકાત હોય તો ધરતીમાં કોઈ સુરંગ શોધો અથવા આકાશમાં સીડી લગાવો અને તેમની પાસે કોઈ નિશાની લાવવાની પ્રયાસ કરો.[૨૩] જો અલ્લાહ ઇચ્છતો હોત તો આ બધાને માર્ગદર્શન ઉપર એકત્ર કરી શકતો હતો,**

એક વખત તેણે નબી સ.અ.વ. સાથે વાતચીત કરતાં કહ્યું انا لا نكذبك ولكن نكذب ما جئت به "અમે આપને તો જૂઠા કહેતાં નથી, પરંતુ જે કંઈ આપ રજૂ કરી રહ્યાં છો એને જુઠું ઠરાવીએ છીએ." બદ્રની લડાઈ વખતે અખનસ બિન શરીકે એકાંતમાં અબૂજહલને પૂછ્યું કે, અહીં મારા અને તમારા સિવાય કોઈ ત્રીજો હાજર નથી, સાચું કહેજો કે મુહમ્મદને તમે સાચો માનો છો કે જૂઠો ? તેણે જવાબ આપ્યો કે, "ખુદાના સોગંદ, મુહમ્મદ એક સાચો માણસ છે. જીવનભર કયારેય જૂઠું બોલ્યો નથી, પરંતુ જયારે લિવાઅ (ધ્વજ ધારણ કરવો) અને સકાયત (પાણી પીવડાવવાની કામગીરી) અને હિજાબત (રક્ષણ) અને નબુવ્વત (પયગમ્બરી), બધું જ બની કુસ્સૈના જ હિસ્સામાં આવી જાય તો બતાવો કે બાકીના બધા કુરૈશોની પાસે શું રહ્યું ?" આ જ કારણે અહીં અલ્લાહતઆલા તેના નબીને દિલાસો આપી રહ્યો છે કે હકીકતમાં ખોટા તમને નહીં પણ અમને ઠરાવવામાં આવી રહ્યાં છે અને જયારે અમે નમ્રતા અને સહનશીલતાની સાથે આને સહન કરી રહ્યાં છીએ અને ઢીલ આપતાં જઈ રહ્યાં છીએ ત્યારે તમે શા માટે બેચેન થાઓ છો ?

**(૨૨)** એટલે કે અલ્લાહે સત્ય અને અસત્યની લડાઈ માટે જે કાનૂન બનાવી દીધો છે તેને બદલવાની કોઈની તાકાત નથી. સત્યનિષ્ઠ લોકોને માટે જરૂરી છે કે તેઓ એક લાંબા સમય સુધી અજમાયશની ભઠ્ઠીમાં તપે, તેમના ધૈર્યની, તેમની સચ્ચાઈની, તેમના બલિદાન અને વફાદારીની, તેમના ઈમાનની પરિપક્વતા અને ખુદા પર ભરોસાની પરીક્ષા આપે. મુસીબતો અને મુશ્કેલીઓના સમયમાંથી પસાર થઈને પોતાની અંદર એ ગુણો વિકસાવે જે માત્ર આ જ મુશ્કેલીથી ભરેલા માર્ગમાં વિકસી શકે છે અને આરંભમાં માત્ર શુદ્ધ નૈતિક ગુણો અને સદ્ચરિત્રના, હથિયારો વડે અજ્ઞાન ઉપર વિજય મેળવીને દેખાડો. આવી રીતે જયારે તેઓ પોતાને સૌથી વધુ

فَلَا تَكُونَنَّ مِنَ الْجٰهِلِيْنَ ﴿٣٥﴾ اِنَّمَا يَسْتَجِيْبُ الَّذِيْنَ يَسْمَعُوْنَ ؕ

النصف

**એટલા માટે નાદાન ન બનો.[૨૪] સત્યના સંદેશનો સ્વીકાર એ જ લોકો કરે છે જે સાંભળનારાં છે,**

સદાચારી હોવાનું પુરવાર કરી દેશે ત્યારે અલ્લાહની મદદ બરાબર તેના સમયે તેમની સહાયતા માટે આવી પહોંચશે, સમયની પહેલાં તે કોઈના લાવવાથી આવી શકતી નથી.

(૨૩) નબી સ.અ.વ. જયારે જોતા હતાં કે આ કોમને સમજાવતાં સમજાવતાં ખૂબ લાંબો સમય થઈ ગયો છે અને કોઈ રીતે આ સીધા રસ્તા પર આવતી નથી ત્યારે ઘણી વખત આપના દિલમાં એવી ઈચ્છા થતી હતી કે કદાચ કોઈ નિશાની ખુદા તરફથી એવી જાહેર થાય જેનાથી આ લોકોનું કુફ્ર તૂટે અને આ લોકો મારી સચ્ચાઈનો સ્વીકાર કરી લે. આપની આ ઈચ્છાનો જવાબ આ આયતમાં આપવામાં આવ્યો છે. એટલે કે અધીરાઈ ન દાખવો, જે ઢબે અને જે રીતે તબક્કાવાર અમે આ કામને ચલાવડાવી રહ્યાં છીએ તેની ઉપર જ ધીરજપૂર્વક ચાલતાં રહો. ચમત્કારો વડે કામ લેવું હોત તો શું અમે પોતે લઈ શકતા ન હતાં? પરંતુ અમે જાણીએ છીએ કે જે વૈચારિક અને નૈતિક ક્રાંતિ, અને જે સદાચારી સભ્યતા ઊભી કરવાના કામ માટે તમે નીમવામાં આવ્યાં છે તેને સફળતાના મુકામ સુધી પહોંચાડવાનો સાચો માર્ગ આ નથી. આમ છતાં, જો લોકોની અંદર દેખાતી જડતા તથા તેમના સખ્ત ઈનકાર સામે તમે ધીરજ રાખી શકતાં ન હોવ, અને તમને એવું લાગતું હોય કે આ જડતાને તોડવા માટે એક અનુભવી શકાય તેવી નિશાની દેખાડવાની જરૂર છે, તો જોર લગાવો અને તમારામાં શક્તિ હોય તો જમીનમાં ઘૂસીને અથવા આકાશ ઉપર ચઢીને કોઈ એવો ચમત્કાર લાવવાનો પ્રયત્ન કરો જેને તમે એમ માનતા હોવ કે તે અવિશ્વાસને વિશ્વાસમાં તબદીલ કરી દેવા માટે પૂરતો થઈ રહેશે, પરંતુ અમારી પાસેથી એવી અપેક્ષા ન રાખો કે અમે તમારી આ ઈચ્છા પૂરી કરીશું કેમ કે અમારી યોજનામાં આ ઉપાય માટે કોઈ સ્થાન નથી.

(૨૪) એટલે કે જો એટલું જ જોઈતું હોત કે બધા જ મનુષ્યો કોઈને કોઈ રીતે સીધા રસ્તે ચાલનારા બની જાય તો નબી મોકલવાની, અને ગ્રંથો ઉતારવાની, અને મોમિનો પાસે કાફિરોના મુકાબલામાં સંઘર્ષ કરાવવાની, અને સત્યના સંદેશને તબક્કાવાર આંદોલનની મજલોમાંથી પસાર કરવાની શી જરૂર હતી. આ કામ તો અલ્લાહના એક જ ક્રિયાત્મક ઈશારાથી થઈ શકતું હતું. પરંતુ અલ્લાહ આ કામને એ રીતે કરવા નથી માગતો. તેની ઈચ્છા તો આ છે કે સત્યને દલીલો સાથે લોકોની સમક્ષ રજૂ કરવામાં આવે, પછી એમાંથી જે લોકો સાચી સમજનો ઉપયોગ કરીને સત્યને ઓળખી લે તેઓ તેમના સ્વતંત્ર અખત્યાર દ્વારા તેની ઉપર ઈમાન લાવે. પોતાના ચારિત્ર્યોને તેના માળખામાં ઢાળીને જૂઠપરસ્તોના મુકાબલામાં તેમનું નૈતિક વર્ચસ્વ સાબિત કરે. લોકોના સમુદાયમાંથી સદાચારી તત્ત્વોને તેમની શક્તિશાળી દલીલો, તેમના ઉચ્ચ ધ્યેયો, તેમના જીવનના બહેતર નિયમો તથા તેમના પવિત્ર ચારિત્ર્યના આકર્ષણથી લોકોને પોતાની તરફ ખેંચવાનું ચાલુ રાખે. અને અસત્યની વિરૂદ્ધ સતત સંઘર્ષ કરીને સ્વાભાવિક ઉત્ક્રાંતિના માર્ગ દ્વારા સત્યદીનની સ્થાપનાના મુકામ સુધી પહોંચે. અલ્લાહ આ કામમાં તેનું માર્ગદર્શન પૂરું પાડશે અને જે કોઈ મુકામે જેવી મદદ અલ્લાહ પાસેથી મેળવવા માટે તેઓ તેમને હક્કદાર બનાવશે, તે મદદ પણ તેમને આપતો જશે. પરંતુ જો કોઈ એમ ઈચ્છે કે આ

وَالْمَوْتٰى يَبْعَثُهُمُ اللّٰهُ ثُمَّ اِلَيْهِ يُرْجَعُوْنَ ﴿٣٦﴾ وَقَالُوْا لَوْلَا نُزِّلَ
عَلَيْهِ اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ؕ قُلْ اِنَّ اللّٰهَ قَادِرٌ عَلٰٓى اَنْ يُّنَزِّلَ
اٰيَةً وَّلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٣٧﴾ وَمَا مِنْ دَآبَّةٍ فِى
الْاَرْضِ وَلَا طٰٓئِرٍ يَّطِيْرُ بِجَنَاحَيْهِ اِلَّاۤ اُمَمٌ اَمْثَالُكُمْ ؕ مَا
فَرَّطْنَا فِى الْكِتٰبِ مِنْ شَىْءٍ ثُمَّ اِلٰى رَبِّهِمْ يُحْشَرُوْنَ ﴿٣٨﴾
وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا صُمٌّ وَّبُكْمٌ فِى الظُّلُمٰتِ ؕ مَنْ يَّشَاِ اللّٰهُ

**અને રહ્યાં મડદાં,[૨૫] તો તેમને તો અલ્લાહ માત્ર કબરોમાંથી જ ઉઠાડશે અને પછી તેઓ (તેની અદાલતમાં રજૂ થવા માટે) પાછા લાવવામાં આવશે.**

**આ લોકો કહે છે કે આ નબી ઉપર તેના માલિક તરફથી કોઈ નિશાની શા માટે ન ઊતરી? કહો, અલ્લાહ નિશાની ઉતારવાની પૂરી કુદરત ધરાવે છે, પરંતુ આમાંના ઘણાંખરા લોકો અજ્ઞાનમાં પડેલાં છે.[૨૬] ધરતી ઉપર ચાલતા કોઈ જનાવરને અને હવામાં પાંખો વડે ઉડતા કોઈ પક્ષીને જોઈ લો, આ તમામ તમારી જેમ જ જુદી જુદી જાતિઓ છે, અમે આમના ભાગ્યલેખમાં કોઈ કસર બાકી રાખી નથી, પછી આ બધાં તેમના માલિકની તરફ સમેટવામાં આવે છે. પરંતુ જે લોકો અમારી આયતોને ખોટી ઠેરવે છે તેઓ બહેરાં અને મૂંગાં છે, અંધારાંમાં પડેલાં છે.[૨૭] અલ્લાહ જેને ઈચ્છે છે**

સ્વાભાવિક માર્ગને છોડીને અલ્લાહતઆલા માત્ર તેની જબરજસ્ત શક્તિના જોરે પ્રદૂષિત વિચારસરણીઓને નષ્ટ કરીને લોકોમાં નેક વિચારધારા ફેલાવી દે અને સંસ્કૃતિના બગાડને ખતમ કરીને સદાચારી સભ્યતા ઊભી કરી દે, તો આવું કદાપિ નહીં થાય કેમ કે આ અલ્લાહની એ વ્યૂહરચનાની વિરૂદ્ધ છે જેની હેઠળ તેણે માનવીને દુનિયામાં એક જવાબદાર જાતિ તરીકે પેદા કર્યો છે, તેને ભોગવટાના અધિકારો આપ્યાં છે, આજ્ઞાપાલન કરવાની અથવા ગુન્હા આચરવાની સ્વતંત્રતા આપી છે, પરીક્ષાની મહેતલ આપી છે, અને તેના પ્રયાસો પ્રમાણે બદલા અને સજા માટે ફેંસલાનો એક સમય નક્કી કરી દીધો છે.

(૨૫) સાંભળનારા લોકો એટલે એ લોકો છે જેમનાં અંતરાત્મા જીવે છે, જેમણે તેમની બુદ્ધિ અને વિચારસરણી અદ્ધર મૂકી દીધી નથી અને જેમણે તેમના દિલોના દરવાજાંઓ ઉપર પૂર્વગ્રહ અને જડતાના તાળાં મારી દીધાં નથી. તેમની સરખામણીમાં મડદાંઓ લોકો છે જે રૂઢિચુસ્ત બનીને આંધળાંની જેમ ચાલી રહ્યાં છે

يُضْلِلْهُ ؕ وَمَنْ يَّشَاْ يَجْعَلْهُ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ۝۳۹ قُلْ

**ભટકાવી દે છે અને જેને ઈચ્છે સીધા માર્ગે ચઢાવી દે છે.[૨૮] આમને કહો,**

અને આ રેખાથી હઠીને કોઈ વાત સ્વીકારવા માટે તૈયાર નથી, ભલે પછી તે સ્પષ્ટ સત્ય જ કેમ ન હોય.

(૨૬) નિશાનીનો અર્થ અનુભવી શકાય તેવો ચમત્કાર છે. અલ્લાહતઆલા આ આયતમાં એમ કહે છે કે ચમત્કાર નહીં દેખાડવાનું કારણ એ નથી કે અમે તે દેખાડવા માટે લાચાર છીએ, બલ્કે આનું કારણ બીજું જ છે જેને લોકો માત્ર તેમની મૂર્ખાઈના લીધે સમજતાં નથી.

(૨૭) આનો અર્થ આ છે કે જો તમને માત્ર તમાશો જોવાનો શોખ ન હોય બલ્કે ખરેખર એ જાણવા માટે નિશાની જોવા માગતા હોવ કે આ નબી જે વસ્તુની તરફ બોલાવી રહ્યો છે તે સત્ય હકીકત છે કે કેમ, તો આંખો ખોલીને જુઓ. તમારી આસપાસ ચારેય તરફ નિશાનીઓ જ નિશાનીઓ પથરાયેલી છે. ધરતી ઉપરના જનાવરો અને હવાના પક્ષીઓની કોઈ એક જાતિને લઈને તેના જીવન ઉપર વિચાર કરો. કેવી રીતે તેની રચના બરાબર તેની પરિસ્થિતિને અનુરૂપ કરવામાં આવી છે, કેવી રીતે તેના સ્વભાવમાં તેની પ્રાકૃતિક જરૂરિયાતો અનુસાર શક્તિઓ મૂકવામાં આવી છે, કેવી રીતે તેને રોજી પહોંચાડવાની વ્યવસ્થા થઈ રહી છે, કેવી રીતે તેના માટે એક યોજના નકકી કરવામાં આવી છે જેની સીમાઓથી તે ન તો આગળ વધી શકે છે ન તો તેનાથી પાછળ જઈ શકે છે. કેવી રીતે એમાંથી એક એક પ્રાણી અને એક એક નાનામાં નાના જીવજંતુની એ જ જગ્યાએ, જયાં તે છે, તેની માહિતી, તેની દેખરેખ, તેનું રક્ષણ અને તેનું માર્ગદર્શન કરવામાં આવી રહ્યું છે, કેવી રીતે તેની પાસેથી એક નકકી થયેલી યોજના પ્રમાણે કામ લેવામાં આવી રહ્યું છે, કેવી રીતે તેને એક નિયમનું પાલન કરનાર બનાવીને રાખવામાં આવ્યો છે અને કેવી રીતે તેના જન્મ, પ્રજનન અને મૃત્યુનો સિલસિલો નિયમબદ્ધ રીતે ચાલી રહ્યો છે. જો ખુદાની આ અસંખ્ય નિશાનીઓમાંથી માત્ર આ એક જ નિશાની ઉપર વિચાર કરો તો તમને જણાશે કે કે ખુદાની તૌહીદ-એકાકી હોવાનો-અને તેના ગુણોનો જે ખ્યાલ આ પયગમ્બર તમારી સમક્ષ રજૂ કરી રહ્યો છે અને એ ખ્યાલ પ્રમાણે દુનિયામાં જીવન પસાર કરવા માટેના રસ્તાની તરફ તમને બોલાવી રહ્યો છે, તે તદ્દન સત્ય છે. પરંતુ તમે લોકો ન તો પોતે પોતાની આંખો ખોલીને જુઓ છો, ન તો કોઈ સમજાવનારની વાત જ સાંભળો છો. અજ્ઞાનના અંધારાંમાં પડેલાં છો અને એવું ઇચ્છો છો કે કુદરતના કરિશ્મા દેખાડીને તમારું મનોરંજન કરવામાં આવે.

(૨૮) ખુદા તરફથી ભટકાવી મૂકવાનો અર્થ આ છે કે, કોઈ અજ્ઞાનપ્રિય માણસને ખુદાઈ આયતોને વાંચવાની અનુકૂળતા પૂરી પાડવામાં ન આવે, અને કોઈ પૂર્વગ્રહથી પીડાતો અસત્યપ્રિય વિદ્યાર્થી જો અલ્લાહની આયતોને નજરોનજર નિહાળે તો પણ હકીકત સુધી પહોંચવાની નિશાનીઓ તેનાથી છુપાયેલી રહે અને ગેરસમજોમાં ગૂંચવનારી વસ્તુઓ તેને સત્યથી દૂરને દૂર ખેંચતી જાય. આનાથી વિરૂદ્ધ અલ્લાહનું માર્ગદર્શન આ છે કે કોઈપણ સત્યવાંચ્છુને જ્ઞાનના માધ્યમોનો ફાયદો ઉઠાવવા માટે અનુકૂળતા પૂરી પાડવામાં આવે અને તેને અલ્લાહની આયતોમાં હકીકત સુધી પહોંચવાની નિશાનીઓ મળતી જાય. આ ત્રણેય પરિસ્થિતિઓના ઘણાં દાખલા રોજબરોજ આપણી સામે આવતાં રહે છે. ઘણાં માણસો એવાં છે જેમની સામે સૃષ્ટિ અને જીવોમાં

أَرَءَيْتَكُمْ إِنْ أَتٰىكُمْ عَذَابُ اللّٰهِ أَوْ أَتَتْكُمُ السَّاعَةُ أَغَيْرَ
اللّٰهِ تَدْعُونَ ۚ إِنْ كُنْتُمْ صٰدِقِينَ ﴿٤٠﴾ بَلْ إِيَّاهُ تَدْعُونَ
فَيَكْشِفُ مَا تَدْعُونَ إِلَيْهِ إِنْ شَاءَ وَتَنْسَوْنَ مَا تُشْرِكُونَ ﴿٤١﴾




**જરા વિચારીને કહો કે જો કયારેક તમારી ઉપર અલ્લાહ તરફથી કોઈ મોટી મુસીબત આવી જાય છે અથવા અંતિમ ક્ષણ આવી પહોંચે છે ત્યારે શું તમે અલ્લાહ સિવાય બીજા કોઈને પોકારો છો ? બોલો, જો તમે સાચા હોવ. એ વખતે તમે અલ્લાહને જ પોકારો છો, પછી જો તે ઈચ્છે તો તે મુસીબત તમારી ઉપરથી ટાળી દે છે. આવા પ્રસંગોએ તમે તમારા ઠેરવેલાં ભાગીદારોને ભૂલી જાઓ છો.**[૨૯] **(રુકૂઅ-૪)**

અલ્લાહની અસંખ્ય નિશાનીઓ ફેલાયેલી છે પરંતુ તેઓ પશુઓની જેમ તેમને જુએ છે અને કોઈ બોધ ગ્રહણ કરતાં નથી, અને ઘણાં એવા માણસો છે જે પ્રાણીશાસ્ત્ર (Zoology), વનસ્પતિશાસ્ત્ર (Botany), જીવવિજ્ઞાન (Biology), ભૂસ્તરશાસ્ત્ર (Geology), ખગોળશાસ્ત્ર (Astronomy), શરીરવિજ્ઞાન (Physiology), શરીરરચનાશાસ્ત્ર (Anatomy) અને વિજ્ઞાનની બીજી શાખાઓનો અભ્યાસ કરે છે, ઈતિહાસ, પુરાતત્તવ અને સામાજિકશાસ્ત્રોનો ઊંડો અભ્યાસ કરે છે, અને એવી એવી નિશાનીઓ એમને જોવા મળે છે જે હૃદયને ઈમાનથી છલકાવી દે પરંતુ એ લોકો અભ્યાસનો આરંભ જ પૂર્વગ્રહ સાથે કરતાં હોવાના કારણે, તથા તેમની સમક્ષ દુનિયા અને તેના લાભાલાભ સિવાય બીજું કંઈ ન હોવાના કારણે, આ નિરીક્ષણ દરમ્યાન તેમને સચ્ચાઈ સુધી દોરી જનારી કોઈ નિશાની મળતી નથી. બલ્કે જે કોઈ નિશાની પણ તેમની સામે આવે છે તે તેમને ઊલટાની સત્યથી દૂર નાસ્તિકતા, ભૌતિકવાદ, પ્રકૃતિવાદની તરફ જ ખેંચીને લઈ જાય છે. તેમની સરખામણીમાં એવા લોકો પણ ખતમ થઈ ગયાં નથી જે આંખો ખોલીને આ સૃષ્ટિના તંત્રને જુએ છે અને તેમની સ્થિતિ આવી છે કે,

બર્ગે દરખ્તાને સબ્ઝ દર નઝરે હોશયાર
હર વર્કે દફતરીસ્ત ઝ મઅિરફતે કિરદગાર

(અર્થાત્ વૃક્ષના લીલાં પાંદડાં પૈકીનું એક પાંદડું પણ બુદ્ધિશાળીની નજરમાં સર્જનહારને ઓળખવા માટેના વિશાળ ગ્રંથ સમાન હોય છે)

(૨૯) ગત આયતમાં કહેવામાં આવ્યું હતું કે તમે એક નિશાનીની માગણી કરો છો અને સ્થિતિ એવી છે કે તમારી આસપાસ ચારેય તરફ નિશાનીઓ જ નિશાનીઓ ફેલાયેલી છે. આના વિષે પહેલાં ઉદાહરણ તરીકે પશુઓના જીવનનું નિરીક્ષણ કરવા તરફ ધ્યાન દોરવામાં આવ્યું, ત્યારપછી એક બીજી નિશાનીની તરફ ઈશારો કરવામાં આવી રહ્યો છે જે ખુદ આ સત્યનો ઇનકાર કરનાર લોકોની પોતાની જાતમાં મોજૂદ છે. જયારે માણસ

وَلَقَدْ اَرْسَلْنَآ اِلٰٓى اُمَمٍ مِّنْ قَبْلِكَ فَاَخَذْنٰهُمْ بِالْبَاْسَآءِ
وَالضَّرَّآءِ لَعَلَّهُمْ يَتَضَرَّعُوْنَ ﴿۴۲﴾ فَلَوْلَآ اِذْ جَآءَهُمْ بَاْسُنَا
تَضَرَّعُوْا وَلٰكِنْ قَسَتْ قُلُوْبُهُمْ وَزَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ مَا
كَانُوْا يَعْمَلُوْنَ ﴿۴۳﴾ فَلَمَّا نَسُوْا مَا ذُكِّرُوْا بِهٖ فَتَحْنَا عَلَيْهِمْ
اَبْوَابَ كُلِّ شَيْءٍ ؕ حَتّٰٓى اِذَا فَرِحُوْا بِمَآ اُوْتُوْٓا اَخَذْنٰهُمْ
بَغْتَةً فَاِذَا هُمْ مُّبْلِسُوْنَ ﴿۴۴﴾ فَقُطِعَ دَابِرُ الْقَوْمِ الَّذِيْنَ

**તમારી પહેલાં અનેક કોમો તરફ અમે પયગમ્બરો મોકલ્યાં અને એ કોમોને મુસીબતો અને દુઃખોમાં નાખી કે જેથી તેઓ આજીજીપૂર્વક અમારી સામે ઝૂકી પડે. પછી જ્યારે અમારા તરફથી તેમની ઉપર સંકટ આવ્યું ત્યારે શા માટે તેમણે આજીજી અપનાવી નહીં ? પરંતુ તેમનાં દિલો તો વધારે કઠણ બની ગયાં અને શૈતાને તેમને હૈયાધારણ આપી કે જે કંઈ તમે કરી રહ્યાં છો સરસ કરી રહ્યાં છો. પછી જ્યારે તેમણે એ શિખામણને, કે જે તેમને આપવામાં આવી હતી, ભુલાવી દીધી ત્યારે અમે દરેક પ્રકારની સમૃદ્ધિના દ્વાર તેમના માટે ખોલી દીધાં, એટલે સુધી કે જ્યારે તેઓ એ બક્ષિસોમાં કે જે તેમને એનાયત કરવામાં આવી હતી, ખૂબ મગ્ન થઈ ગયાં ત્યારે ઓચિંતાના અમે તેમને ઝડપી લીધાં અને હવે સ્થિતિ આ હતી કે તેઓ દરેક ભલાઈથી નિરાશ હતાં. આવી રીતે એ લોકોના મૂળ કાપી નાખવામાં આવ્યાં જેમણે**

ઉપર કોઈ આપત્તિ આવી જાય છે અથવા મોત તેના ભયંકર રૂપની સાથે આવીને ઊભું થઈ જાય છે, એ વખતે એક ખુદાના આશરા સિવાય બીજું કોઈ આશ્રયસ્થાન તેને દેખાતું નથી. મોટા મોટા મુશ્રિકો આવા સમયે પોતાના દેવી-દેવતાઓને ભૂલીને એક ખુદાને પોકારવા લાગે છે. કટ્ટરમાં કટ્ટર નાસ્તિક સુદ્ધાં ખુદાની સામે હાથ ઉઠાવીને દુઆ માગવા માંડે છે. આ જ નિશાનીને અહીં સત્ય દેખાડવા માટે રજૂ કરવામાં આવી રહી છે કેમ કે આ એ વાતની દલીલ છે કે ખુદાપરસ્તી અને તૌહીદની ગવાહી એટલે કે એક ખુદાની સાક્ષી દરેક માનવીની અંદર જ રહેલી છે જેની ઉપર ગફલત અને અજ્ઞાનના ગમે તેટલાં આવરણો ચઢાવી દેવામાં આવ્યાં હોય તો પણ કોઈને કોઈ વખતે તે ઉપસીને સામે આવી જાય છે. અબૂજહલના દીકરા ઈક્રિમાને આ જ નિશાનીના દર્શનથી ઈમાનની પ્રેરણા મળી. જ્યારે મક્કા નબી સ.અ.વ.ના હાથે જીતાઈ ગયું ત્યારે ઈક્રિમા જિદ્દાહની તરફ ભાગ્યાં અને એક હોડી ઉપર સવાર થઈને હબશનો માર્ગ પકડયો. રસ્તામાં ભારે તોફાન આવ્યું અને હોડી જોખમમાં મૂકાઈ ગઈ.

ظَلَمُوْا ؕ وَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿۴۵﴾ قُلْ اَرَءَيْتُمْ اِنْ اَخَذَ اللّٰهُ
سَمْعَكُمْ وَ اَبْصَارَكُمْ وَ خَتَمَ عَلٰى قُلُوْبِكُمْ مَّنْ اِلٰهٌ غَيْرُ اللّٰهِ يَاْتِيْكُمْ
بِهٖ ؕ اُنْظُرْ كَيْفَ نُصَرِّفُ الْاٰيٰتِ ثُمَّ هُمْ يَصْدِفُوْنَ ﴿۴۶﴾ قُلْ اَرَءَيْتَكُمْ
اِنْ اَتٰىكُمْ عَذَابُ اللّٰهِ بَغْتَةً اَوْ جَهْرَةً هَلْ يُهْلَكُ اِلَّا الْقَوْمُ
الظّٰلِمُوْنَ ﴿۴۷﴾ وَ مَا نُرْسِلُ الْمُرْسَلِيْنَ اِلَّا مُبَشِّرِيْنَ وَ مُنْذِرِيْنَ ۚ
فَمَنْ اٰمَنَ وَ اَصْلَحَ فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَ لَا هُمْ يَحْزَنُوْنَ ﴿۴۸﴾
وَ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا يَمَسُّهُمُ الْعَذَابُ بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ﴿۴۹﴾

જુલમ કર્યો હતો અને પ્રશંસા છે અલ્લાહ સર્વ જગતોના માલિક માટે (કે તેણે તેમના મૂળ કાપી નાખ્યાં).

હે મુહમ્મદ ! આમને કહો, કયારેય તમે એમ પણ વિચાર્યું કે જો અલ્લાહ તમારી દ્રષ્ટિશક્તિ અને શ્રવણશકિત તમારી પાસેથી છીનવી લે અને તમારા દિલોને મહોરબંધ કરી દે[30] તો અલ્લાહ સિવાય બીજો કયો ખુદા છે જે આ શકિતઓ તમને પાછી અપાવી શકતો હોય ? જુઓ, કેવી રીતે અમે વારંવાર અમારી નિશાનીઓ તેમની સમક્ષ પ્રસ્તુત કરીએ છીએ અને પછી તેઓ કેવી રીતે એમનાથી કતરાઈ જાય છે. કહો કયારેય તમે વિચાર્યું કે જો અલ્લાહ તરફથી ઓચિંતો અથવા એલાન કરીને તમારી ઉપર પ્રકોપ આવી જાય તો શું અત્યાચારીઓ સિવાય કોઈ બીજો માર્યો જશે ? અમે જે પયગમ્બર મોકલીએ છીએ એટલા જ માટે તો મોકલીએ છીએ કે તે સદ્‌ચરિત્ર લોકોને શુભસમાચાર આપનારાં અને દુષ્ચરિત્ર લોકોને માટે ડરાવનારાં હોય. પછી જે લોકો તેમની વાત માની લે અને પોતાનું વર્તન સુધારી લે તેમના માટે કોઈ ભય અને દુ:ખનો અવકાશ નથી. અને જે લોકો અમારી આયતોને ખોટી ઠેરવે તેઓ તેમની નાફરમાનીઓના પરિણામે સજા ભોગવીને રહેશે.

શરૂ શરૂમાં તો દેવી-દેવતાઓને પોકારતા રહ્યાં પરંતુ જયારે તોફાનની તીવ્રતા વધી અને મુસાફરોને વિશ્વાસ થઈ ગયો કે હવે હોડી ડૂબી જશે ત્યારે બધા કહેવા લાગ્યાં કે આ સમય અલ્લાહના સિવાય બીજા કોઈને પોકારવાનો નથી, તે જ ઈચ્છે તો આપણે બચી શકીએ તેમ છીએ. એ વખતે ઈક્રિમાની આંખો ખુલી ગઈ અને તેમના દિલે સાદ દીધો કે, જો અહીં અલ્લાહના સિવાય કોઈ મદદગાર નથી તો બીજી કોઈ જગ્યાએ શા માટે હોય. આ જ તો

قُلْ لَّاۤ اَقُوْلُ لَكُمْ عِنْدِیْ خَزَآىِٕنُ اللّٰهِ وَ لَاۤ اَعْلَمُ الْغَیْبَ وَ لَاۤ اَقُوْلُ لَكُمْ اِنِّیْ مَلَكٌ ۚ اِنْ اَتَّبِعُ اِلَّا مَا یُوْحٰۤى اِلَیَّ ؕ قُلْ هَلْ یَسْتَوِی الْاَعْمٰى وَ الْبَصِیْرُ ؕ اَفَلَا تَتَفَكَّرُوْنَ ۠﴿۵۰﴾




**હે મુહમ્મદ ! આમને કહો, ''હું તમને એમ નથી કહેતો કે મારી પાસે અલ્લાહના ખજાનાં છે, ન તો હું ગેબનું જ્ઞાન ધરાવું છું, અને ન તો એમ કહું છું કે હું ફરિશ્તો છું. હું તો માત્ર એ વહીનું અનુસરણ કરું છું જે મારી ઉપર ઊતારવામાં આવે છે.''[૩૧] પછી આમને પૂછો, શું આંધળો, અને દેખતો બંને સમાન હોઈ શકે ?[૩૨] શું તમે વિચારતાં નથી ?' (રુકૂઅ-૫)**

એ વાત છે જે અલ્લાહનો એ નેક બંદો આપણને ૨૦ વર્ષથી સમજાવી રહ્યો છે અને આપણે અમસ્તાં જ તેની સાથે લડી રહ્યાં છીએ. ઇક્રિમાના જીવનની આ નિર્ણાયક ક્ષણ હતી. તેમણે એ જ વખતે ખુદા સમક્ષ પ્રતિજ્ઞા કરી કે, જો હું આ તોફાનમાંથી બચી ગયો તો સીધો મુહમ્મદ સ.અ.વ.ની પાસે જઈશ અને તેમના હાથમાં હાથ આપી દઈશ. આમ, તેમણે તેમની આ પ્રતિજ્ઞા પૂરી કરી અને ત્યારબાદ આવીને મુસલમાન થઈ ગયાં, એટલું જ નહીં બલ્કે પોતાની બાકીની ઉંમર ઇસ્લામ માટે જિહાદ કરવામાં પસાર કરી દીધી.

(૩૦) અહીં દિલોને મહોર બંધ મારી દેવાનો અર્થ વિચારવા અને સમજવાની શક્તિઓ છીનવી લેવાનો છે.

(૩૧) મૂર્ખ લોકોના મગજમાં હંમેશથી એક મૂર્ખામીભર્યો ખ્યાલ રહ્યો છે કે જે માણસ ખુદા સુધી પહોંચેલો હોય તે માનવીય ગુણોથી પર હોવો જોઈએ, તેના દ્વારા અજાયબીભર્યા ચમત્કારો થવાં જોઈએ, તે એક ઈશારો કરે અને પર્વત સોનાનું બની જાય, તે હુકમ આપે અને ધરતીમાંથી ખજાના ઉભરાવા માંડે, તેને લોકોના ભૂત અને ભવિષ્યકાળ દેખાતાં હોય, તે બતાવી શકે કે ખોવાયેલી વસ્તુ કયાં રાખેલી છે, રોગી બચશે કે મરી જશે, સગર્ભા સ્ત્રીના પેટમાં નર છે કે માદા. આ ઉપરાંત તેણે માનવસહજ નબળાઈઓ અને મર્યાદાઓથી પણ પર હોવું જોઈએ. એવો તો કેવો ખુદા સુધી પહોંચેલો માણસ હોય કે જેને ભૂખ અને તરસ લાગે, જેને ઊંઘ આવે, જેના બાળબચ્ચાં હોય, જે પોતાની જરૂરિયાતો પૂરી કરવા માટે ખરીદ-વેચાણ કરતો હોય, જેને કોઈક વખતે કરજ લેવાની જરૂર પડે અને કોઈ વખતે તે તંગી અને ગરીબાઈમાં સપડાઈને પરેશાનીની હાલતમાં મૂકાઈ જાય. આ જ પ્રકારના ખ્યાલો નબી સ.અ.વ.ના જમાનાના લોકોની માનસિકતામાં છવાયેલા હતાં. તેઓ જયારે આપની પાસેથી પયગમ્બરીના દાવા વિશે સાંભળતા હતાં ત્યારે આપની સચ્ચાઈને પારખવા માટે ગેબી વસ્તુઓની ખબરો પૂછતા હતાં, ચમત્કારો અને કરામતોની માગણી કરતા હતાં અને આપને એક સાવ સામાન્ય મનુષ્ય જેવો એક મનુષ્ય જોઈને વાંધો ઉઠાવતા હતાં કે આ ખરો પયગમ્બર છે, જે ખાય છે, પીએ છે, બાલબચ્ચાં ધરાવે છે અને બજારોમાં હરેફરે છે ! આ જ વાતોનો જવાબ આ આયતોમાં આપવામાં આવ્યો છે.

(૩૨) આનો અર્થ આ છે કે હું જે સત્યો તમારી સમક્ષ રજૂ કરી રહ્યો છું તે મેં નજરે નિહાળ્યાં છે અને તે

وَاَنۡذِرۡ بِهِ الَّذِيۡنَ يَخَافُوۡنَ اَنۡ يُّحۡشَرُوۡۤا اِلٰى رَبِّهِمۡ لَـيۡسَ لَهُمۡ
مِّنۡ دُوۡنِهٖ وَلِىٌّ وَّلَا شَفِيۡعٌ لَّعَلَّهُمۡ يَتَّقُوۡنَ ﴿۵۱﴾ وَلَا تَطۡرُدِ
الَّذِيۡنَ يَدۡعُوۡنَ رَبَّهُمۡ بِالۡغَدٰوةِ وَالۡعَشِىِّ يُرِيۡدُوۡنَ وَجۡهَهٗؕ
مَا عَلَيۡكَ مِنۡ حِسَابِهِمۡ مِّنۡ شَىۡءٍ وَّمَا مِنۡ حِسَابِكَ عَلَيۡهِمۡ مِّنۡ شَىۡءٍ

---

**અને હે મુહમ્મદ ! તમે આ (વહીના જ્ઞાન) વડે એ લોકોને શિખામણ આપો જે આ વાતનો ડર રાખે છે કે તેમના માલિકની સમક્ષ કયારેક એવી હાલતમાં રજૂ કરવામાં આવશે કે તેના સિવાય ત્યાં કોઈ એવો (સત્તા ધરાવનાર) નહીં હોય જે તેમનો હિમાયતી અને મદદગાર થાય, અથવા તેમની ભલામણ કરે, કદાચ (આ શિખામણથી ચેતી જઈને) તેઓ અલ્લાહથી ડરવાનો માર્ગ અપનાવી લે.[૩૩] અને જે લોકો તેમના માલિકને રાત-દિવસ પોકારતાં રહે છે અને તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવામાં વ્યસ્ત છે તેમને તમારાથી દૂર ન ફેંકો.[૩૪] તેમના હિસાબમાંથી કોઈ વસ્તુનો બોજો તમારી ઉપર નથી અને તમારા હિસાબમાંથી કોઈ વસ્તુનો બોજો તેમની ઉપર નથી.**

---

સીધેસીધા મારા અનુભવમાં આવ્યાં છે. મને વહી મારફતે તેમનું સાચેસાચું જ્ઞાન આપવામાં આવ્યું છે, એમના માટેની મારી સાક્ષી આંખો દેખી સાક્ષી છે. આનાથી વિરૂદ્ધ, તમે એ સચ્ચાઈઓ તરફથી આંધળાં છો, તમે એમના વિષે જે ખ્યાલો ધરાવો છો તે કાં તો કલ્પનાઓ અને અનુમાનો ઉપર આધારિત છે અથવા આંધળા અનુકરણ ઉપર. એટલા માટે મારી અને તમારી વચ્ચે આંધળાં અને દેખતા જેવો ફરક છે અને આના જ લીધે મને તમારી ઉપર શ્રેષ્ઠતા પ્રાપ્ત છે, એટલા માટે નહીં કે મારી પાસે ખુદાઈના ભંડારો છે અથવા હું ગેબનો જાણકાર છું અથવા માનવસહજ નબળાઈઓથી પર છું.

(૩૩) આનો અર્થ આ છે કે જે લોકો દુનિયાના જીવનમાં એવા મદમસ્ત છે કે તેમને ન તો મોતની ચિંતા છે ન તો એનો જ ખ્યાલ છે કે કયારેય આપણે આપણા ખુદાને મોઢું દેખાડવાનું છે, તેમની ઉપર તો આ શિખામણ કયારેય કામ કરશે નહીં અને આવી જ રીતે એ લોકો ઉપર પણ આની અસર નહીં થાય જે એ પાયા વિનાના ભરોસા ઉપર જીવી રહ્યાં છે કે, દુનિયામાં અમે ચાહે તે કરીને જઈએ, આખિરતમાં અમારો વાળ પણ વાંકો નહીં થાય કેમ કે અમે ફલાણાનો હાથ ઝાલેલો છે, અથવા ફલાણો અમારી ભલામણ કરી દેશે, અથવા ફલાણો અમારા માટે કફ્ફારો બની ચૂકયો છે. એટલા માટે આવા લોકોને છોડીને તમે તમારા સંબોધનની દિશા એ લોકો ભણી રાખો જે ખુદાની સામે હાજર થવાનો પણ ડર રાખતાં હોય અને તેની ઉપરના ખોટા ભરોસા ઉપર ફુલાયેલાં પણ ન હોય. આ શિખામણની અસર માત્ર એવા જ લોકો ઉપર થઈ શકે છે અને એમને જ સુધરવાની તક આપી શકાય.

فَتَطْرُدَهُمْ فَتَكُونَ مِنَ الظّٰلِمِينَ ﴿٥٢﴾ وَكَذٰلِكَ فَتَنَّا بَعْضَهُمْ
بِبَعْضٍ لِّيَقُولُوٓا أَهٰٓؤُلَآءِ مَنَّ اللّٰهُ عَلَيْهِمْ مِّنْۢ بَيْنِنَا ۗ أَلَيْسَ اللّٰهُ
بِأَعْلَمَ بِالشّٰكِرِينَ ﴿٥٣﴾ وَإِذَا جَآءَكَ الَّذِينَ يُؤْمِنُونَ بِاٰيٰتِنَا فَقُلْ
سَلٰمٌ عَلَيْكُمْ كَتَبَ رَبُّكُمْ عَلٰى نَفْسِهِ الرَّحْمَةَ ۙ أَنَّهُۥ مَنْ عَمِلَ مِنْكُمْ
سُوٓءًۢا بِجَهٰلَةٍ ثُمَّ تَابَ مِنْۢ بَعْدِهِۦ وَأَصْلَحَ فَأَنَّهُۥ غَفُورٌ رَّحِيمٌ ﴿٥٤﴾

**આમ છતાં જો તમે તેમને દૂર ફેંકશો તો જુલમીઓમાં ગણાશો.[૩૫] હકીકતમાં અમે આવી રીતે આ લોકોમાંથી કેટલાકને કેટલાક વડે અજમાયશમાં નાખ્યાં છે[૩૬] કે જેથી તેઓ આમને જોઈને કહે ''શું આ છે એ લોકો જેમની ઉપર અમારી વચ્ચે અલ્લાહની કૃપા થઈ છે ?'' — હા, ! શું અલ્લાહ તેના આભારી બંદાઓને આમના કરતાં વધારે જાણતો નથી? જ્યારે એ લોકો તમારી પાસે આવે જે અમારી આયતો ઉપર ઈમાન લાવે છે ત્યારે તેમને કહો ''તમારી ઉપર સલામતી છે. તમારા માલિકે મહેરબાની અને દયા કરવાની રીત પોતાની ઉપર ફરજિયાત કરી લીધી છે. આ તેની મહેરબાની અને દયા છે કે જો તમારામાંથી કોઈ અજાણતાં કોઈ ખરાબ કામ કરી બેઠો હોય, પછી એના પછી તૌબા કરે અને સુધારી લે તો તે તેને માફ કરી દે છે અને નરમ વ્યવહાર કરે છે.''[૩૭]**

(૩૪) કુરૈશના મોટાં મોટાં સરદારો અને સંપન્ન સુખી લોકોને નબી સ.અ.વ.ની સામે બીજા વાંધાઓ ઉપરાંત આ વાંધો પણ હતો કે આપની આસપાસ તો અમારી કોમના ગુલામો, નોકરચાકર અને નીચલા વર્ગના લોકો ભેગા થઈ ગયાં છે. તેઓ કટાક્ષ કરતા હતાં કે આ માણસના સાથીદારો પણ કેવા કેવા આદરણીય લોકો મળ્યાં છે! બિલાલ, અમ્માર, સુહૈબ અને ખબ્બાબ! બસ આ જ લોકો અલ્લાહને અમારામાંથી એવા મળ્યાં જેમને નવાજી શકાતાં હતાં ! પછી, તેઓ આ ઈમાન લાવનારા લોકોની ગરીબીનો મજાક ઉડાવીને જ અટકી જતા ન હતાં, બલ્કે એમનામાંથી જેની અંદર પણ કયારેક ભૂતકાળમાં કોઈ નૈતિક કમજોરી દેખાઈ હતી તેની ઉપર પણ આ લોકો આલોચના કરતા હતાં અને કહેતા હતાં કે ફલાણો માણસ જે ગઈકાલ સુધી તો આવો હતો, અને ફલાણો માણસ કે જેણે આવું આવું કર્યું હતું, આજે તે પણ પસંદગી પામેલાંની યાદીમાં સામેલ છે ! આ જ વાતોનો જવાબ અહીં આપવામાં આવી રહ્યો છે.

(૩૫) એટલે કે દરેક માણસ તેની ખામીઓ અને સારા કાર્યો માટે પોતે જ જવાબદાર છે. આ મુસલમાન થનારા લોકોમાંથી કોઈપણ માણસ માટે જવાબ આપવા તમે ઊભા નહીં થાઓ, અને ન તો તમારા માટે જવાબ આપવા માટે એમનામાંથી કોઈ ઊભો થશે. તમારા હિસ્સાની કોઈ નેકી આ લોકો તમારી પાસેથી




وَ كَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ وَ لِتَسْتَبِيْنَ سَبِيْلُ الْمُجْرِمِيْنَ ﴿۵۵﴾
قُلْ اِنِّيْ نُهِيْتُ اَنْ اَعْبُدَ الَّذِيْنَ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ؕ قُلْ لَّاۤ
اَتَّبِعُ اَهْوَآءَكُمْ ۙ قَدْ ضَلَلْتُ اِذًا وَّ مَاۤ اَنَا مِنَ الْمُهْتَدِيْنَ ﴿۵۶﴾
قُلْ اِنِّيْ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّيْ وَ كَذَّبْتُمْ بِهٖ ؕ مَا عِنْدِيْ مَا
تَسْتَعْجِلُوْنَ بِهٖ ؕ اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ ؕ يَقُصُّ الْحَقَّ وَ هُوَ خَيْرُ

**અને આવી રીતે અમે અમારી નિશાનીઓ વિગતવાર રીતે રજુ કરીએ છીએ કે જેથી ગુનેગારોનો માર્ગ તદન જાહેર થઈ જાય.[૩૮] (રુકૂઅ-૬)**

**હે મુહમ્મદ ! આમને કહો કે તમે લોકો અલ્લાહ સિવાય બીજાં જેમને પોકારો છો તેમની બંદગી કરવાની મને મનાઈ કરવામાં આવી છે. કહો, હું તમારી ઈચ્છાઓનું અનુસરણ નહીં કરું, જો મેં આવું કર્યું તો ગુમરાહ થઈ ગયો, સીધો માર્ગ પામનારાઓમાંથી ન રહ્યો. કહો, હું મારા માલિક તરફથી એક સ્પષ્ટ દલીલ ઉપર કાયમ છું અને તમે તેને ખોટી ઠેરવી દીધી છે, હવે મારા અધિકારમાં એ વસ્તુ નથી જેના માટે તમે ઉતાવળાં થઈ રહ્યાં છો,[૩૯] ફેંસલો કરવાનો સંપૂર્ણ અધિકાર અલ્લાહને છે, તે જ સત્ય વાત વર્ણવે છે અને તે જ સૌથી સારો**

છીનવી શકતાં નથી તેમજ તેમના હિસ્સાની કોઈ બૂરાઈ તમારી ઉપર નાખી શકતાં નથી. આ ઉપરાંત, જયારે આ લોકો માત્ર સત્યના યાચક બનીને તમારી પાસે આવે છે ત્યારે તેમને તમે શા માટે દૂર હડસેલી દો ?

(૩૬) એટલે કે ગરીબો, મુફલિસો અને એવાં લોકો કે જે સમાજમાં નીચી હેસિયત ધરાવે છે તેમને સૌથી પહેલાં ઈમાન લાવવાની પ્રેરણા આપીને અમે માલ અને મોભાનો ઘમંડ ધરાવનારા લોકોને અજમાયશમાં નાખી દીધાં છે.

(૩૭) જે લોકો એ વખતે નબી સ.અ.વ. ઉપર ઈમાન લાવ્યા હતાં એમાંના ઘણાંખરા લોકો એવા પણ હતાં જેમના હાથે જહાલતના જમાનામાં મોટા મોટા ગુન્હા થઈ ગયેલા હતાં. હવે ઈસ્લામ અંગીકાર કરી લીધા પછી તેમના જીવન સાવ બદલાઈ ગયા હતાં, પરંતુ ઈસ્લામના વિરોધીઓ તેમને ભૂતકાળના જીવનની ખામીઓ અને કૃત્યો માટે મ્હેણાં મારતા હતાં. આના માટે કહેવામાં આવી રહ્યું છે કે ઈમાનવાળાઓને દિલાસો આપો. તેમને જણાવો કે જે માણસ તૌબા કરીને પોતાને સુધારી લે છે તેના અગાઉના ગુન્હાઓ ઉપર પકડ કરવાની રીત અલ્લાહતઆલાને ત્યાં નથી.

(૩૮) ''આવી રીતે'' નો ઈશારો એ સમગ્ર પ્રવચનની તરફ છે જે ચોથા રુકૂઅની આ આયતથી શરૂ

الْفٰصِلِيْنَ ﴿٥٧﴾ قُلْ لَّوْ اَنَّ عِنْدِیْ مَا تَسْتَعْجِلُوْنَ بِهٖ لَقُضِیَ
الْاَمْرُ بَيْنِیْ وَ بَيْنَكُمْ ؕ وَ اللّٰهُ اَعْلَمُ بِالظّٰلِمِيْنَ ﴿٥٨﴾ وَ عِنْدَهٗ مَفَاتِحُ
الْغَيْبِ لَا يَعْلَمُهَاۤ اِلَّا هُوَ ؕ وَ يَعْلَمُ مَا فِی الْبَرِّ وَ الْبَحْرِ ؕ وَ مَا تَسْقُطُ
مِنْ وَّرَقَةٍ اِلَّا يَعْلَمُهَا وَ لَا حَبَّةٍ فِیْ ظُلُمٰتِ الْاَرْضِ وَ لَا رَطْبٍ
وَّ لَا يَابِسٍ اِلَّا فِیْ كِتٰبٍ مُّبِيْنٍ ﴿٥٩﴾ وَ هُوَ الَّذِیْ يَتَوَفّٰىكُمْ بِالَّيْلِ
وَ يَعْلَمُ مَا جَرَحْتُمْ بِالنَّهَارِ ثُمَّ يَبْعَثُكُمْ فِيْهِ لِيُقْضٰۤى اَجَلٌ
مُّسَمًّى ۚ ثُمَّ اِلَيْهِ مَرْجِعُكُمْ ثُمَّ يُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٦٠﴾ ع

રુકૂઅ ૭

ફેંસલો કરનાર છે.'' કહો, જો કયાંક એ વસ્તુ મારા અધિકારમાં હોત કે જેના માટે તમે ઉતાવળા થઈ રહ્યાં છો તો મારી અને તમારી વચ્ચે કયારનોય ફેંસલો થઈ ગયો હોત. પરંતુ અલ્લાહ વધુ સારી રીતે જાણે છે કે અત્યાચારીઓની સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ. તેની જ પાસે ગૈબની ચાવીઓ છે જેમને તેના સિવાય કોઈ નથી જાણતું. ધરતી અને સમુદ્રમાં જે કંઈ છે, બધાથી તે વાકેફ છે. વૃક્ષ ઉપરથી પડનારું કોઈ પાંદડું એવું નથી જેની જાણ તેને ન હોય. ધરતીના અંધારા પડોમાં કોઈ દાણો એવો નથી જેનાથી તે વાકેફ ન હોય. સૂકું અને લીલું બધું જ એક ખુલ્લા ગ્રંથમાં લખેલું છે. તે જ છે જે રાત્રે તમારા પ્રાણો કબજામાં લઈ લે છે અને દિવસે જે કંઈ તમે કરો છો તેને જાણે છે, પછી બીજા દિવસે તે તમને આ જ કામકાજની દુનિયામાં પાછા મોકલી દે છે કે જેથી જીવનની નક્કી કરેલી મુદ્દત પૂરી થાય. છેવટે તેની જ તરફ તમારું પાછું ફરવું છે, પછી તે તમને જણાવી દેશે કે તમે શું કરતા રહ્યાં છો. (રુકૂઅ-૭)

---

થયો હતો, ''આ લોકો કહે છે કે તેની ઉપર કોઈ નિશાની કેમ નથી ઊતરી.'' અર્થાત્ આટલી સ્પષ્ટ અને ચોખ્ખી દલીલો તથા નિશાનીઓ પછી પણ જે લોકો તેમના કુફ્ર અને ઇનકાર ઉપર હઠાગ્રહ સેવતાં રહે, તેમનું અપરાધી હોવું કોઈપણ શંકા વિના સાબિત થઈ જાય છે, અને આ હકીકત દર્પણની જેમ સ્પષ્ટ થઈ જાય છે કે હકીકતમાં આ લોકો અજ્ઞાનપ્રિયતાના કારણે આ માર્ગે ચાલી રહ્યાં છે, એ કારણે નહીં કે સત્યમાર્ગની દલીલો સ્પષ્ટ નથી અથવા અમુક દલીલો એમની આ ગુમરાહીની તરફેણમાં પણ મોજૂદ છે.

(૩૯) અહીં ઇશારો અલ્લાહની આપત્તિ તરફ છે. વિરોધીઓ કહેતા હતાં કે જો તમે ખુદા તરફથી

وَهُوَ الْقَاهِرُ فَوْقَ عِبَادِهٖ وَيُرْسِلُ عَلَيْكُمْ حَفَظَةً ؕ حَتّٰۤى اِذَا جَآءَ
اَحَدَكُمُ الْمَوْتُ تَوَفَّتْهُ رُسُلُنَا وَهُمْ لَا يُفَرِّطُوْنَ ﴿۶۱﴾ ثُمَّ رُدُّوْۤا
اِلَى اللّٰهِ مَوْلٰىهُمُ الْحَقِّ ؕ اَلَا لَهُ الْحُكْمُ ۟ وَهُوَ اَسْرَعُ الْحٰسِبِيْنَ ﴿۶۲﴾
قُلْ مَنْ يُّنَجِّيْكُمْ مِّنْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ تَدْعُوْنَهٗ تَضَرُّعًا وَّ
خُفْيَةً ۚ لَئِنْ اَنْجٰىنَا مِنْ هٰذِهٖ لَنَكُوْنَنَّ مِنَ الشّٰكِرِيْنَ ﴿۶۳﴾ قُلِ
اللّٰهُ يُنَجِّيْكُمْ مِّنْهَا وَمِنْ كُلِّ كَرْبٍ ثُمَّ اَنْتُمْ تُشْرِكُوْنَ ﴿۶۴﴾

**તેના બંદાઓ ઉપર તે પૂર્ણ શક્તિ ધરાવે છે અને તમારી ઉપર નિરીક્ષણ કરનારાં નીમીને મોકલે છે,[૪૦] એટલે સુધી કે જ્યારે તમારામાંથી કોઈના મૃત્યુનો સમય આવી જાય છે ત્યારે તેના મોકલેલા ફરિશ્તા તેના પ્રાણ કાઢી લે છે અને પોતાની ફરજ બજાવવામાં સહેજ પણ કચાશ રાખતાં નથી, પછી બધા જ અલ્લાહ, તેમના સાચા માલિકની તરફ પાછા લાવવામાં આવે છે. બરાબર જાણી લો, ફેંસલાના તમામ અધિકારો તેની જ પાસે છે અને તે હિસાબ લેવામાં ઘણો ઝડપી છે.''**

**હે મુહમ્મદ ! આમને પૂછો, 'ભૂમિ અને સમુદ્રના અંધારાંમાં કોણ તમને જોખમોથી બચાવે છે ? કોણ છે જેની પાસે તમે (મુસીબતના સમયે) કરગરી કરગરીને અને છાનામાના દુઆઓ માગો છો ? કોને કહો છો કે જો આ આફતમાંથી તેણે અમને ઉગારી લીધાં તો અમે જરૂર આભારી થઈશું ?— કહો, અલ્લાહ તમને તેનાથી અને દરેક તકલીફથી મુક્ત આપે છે પછી તમે બીજાંને તેનો ભાગીદાર ઠેરવો છો.[૪૧]**

---

મોકલાયેલા નબી છો, અને અમે જયારે ખુલ્લી રીતે તમને ખોટા કહી રહ્યાં છીએ, ત્યારે શા માટે ખુદાની આપત્તિ અમારી ઉપર આવી જતી નથી ? તમે અલ્લાહ તરફથી નિમાયેલા હોવાનો તકાદો તો એ હતો કે અહીં જેવો કોઈ તમને ખોટો કહેત અથવા તમારું અપમાન કરત, તો તરત જ ધરતી ધસી પડત અને તે તેમાં સમાઈ જાત અથવા વીજળી પડત અને તે ભસ્મ થઈ જાત. આ તો વળી કેવું છે કે ખુદાનો મોકલેલ અને તેની ઉપર ઈમાન લાવનારા લોકો તો મુસીબતો ઉપર મુસીબતો તથા અપમાન ઉપર અપમાન સહન કરી રહ્યાં છે અને એમને ગાળો આપનારા અને પથ્થર મારનારાઓ નિર્ભય બનીને શાંતિથી ફરે છે ?

(૪૦) એટલે કે આવા ફરિશ્તા કે જે તમારી દરેક હીલચાલ અને દરેક વાત ઉપર નજર રાખે છે, તમારી દરેક પ્રવૃતિની નોંધ કરતા રહે છે.

قُلْ هُوَ الْقَادِرُ عَلٰٓى اَنْ يَّبْعَثَ عَلَيْكُمْ عَذَابًا مِّنْ فَوْقِكُمْ اَوْ
مِنْ تَحْتِ اَرْجُلِكُمْ اَوْ يَلْبِسَكُمْ شِيَعًا وَّ يُذِيْقَ بَعْضَكُمْ بَاْسَ
بَعْضٍ ؕ اُنْظُرْ كَيْفَ نُصَرِّفُ الْاٰيٰتِ لَعَلَّهُمْ يَفْقَهُوْنَ ﴿٦٥﴾ وَ كَذَّبَ
بِهٖ قَوْمُكَ وَهُوَ الْحَقُّ ؕ قُلْ لَّسْتُ عَلَيْكُمْ بِوَكِيْلٍ ﴿٦٦﴾ لِكُلِّ نَبَاٍ

**કહો, તે એમ કરવા માટે સમર્થ છે કે તમારી ઉપર કોઈ આફત ઉપરથી ઉતારી દે, અથવા તમારા પગ નીચેથી પ્રગટ કરી દે, અથવા તમને જૂથોમાં વહેંચીને એક જૂથને બીજા જૂથની તાકાતનો સ્વાદ ચખાવડાવી દે. જુઓ, અમે કેવી રીતે વારંવાર અલગ અલગ રીતે અમારી નિશાનીઓ તેમની સામે પ્રસ્તુત કરી રહ્યાં છીએ કે જેથી તેઓ હકીકતને સમજી લે.[૪૨] તમારી કોમ તેનો ઈનકાર કરી રહી છે જો કે તે હકીકત છે. આમને કહી દો કે હું તમારી ઉપર નિરીક્ષક બનાવવામાં આવ્યો નથી.[૪૩] દરેક ખબરના**

(૪૧) એટલે કે આ હકીકત કે માત્ર અલ્લાહ જ સર્વશક્તિમાન છે અને તે જ તમામ સત્તાઓનો માલિક અને તમારા ભલા અને બૂરાનો કુલમુખત્યાર છે, અને તેના જ હાથમાં તમારા ભાગ્યની લગામ છે. આ અંગેની ગવાહી તો તમારી પોતાની જાતમાં જ મોજૂદ છે. જયારે કોઈ મુસીબતનો સમય આવે છે અને સાધનો નિષ્ફળ જતાં દેખાય છે ત્યારે તમે સહજ રીતે તેની જ તરફ વળો છો. આ ખુલ્લી નિશાની હોવા છતાં પણ તમે કોઈપણ દલીલ અને પુરાવા વિના બીજાંને ખુદાઈમાં તેના ભાગીદાર બનાવી દીધેલાં છે. તમારૂં ભરણપોષણ તો તેની આપેલી રોજીમાંથી થાય છે અને તમે અન્નદાતા બનાવો છો બીજાંને, મદદ તો તેની કૃપા અને મહેરબાનીથી મેળવો છો, અને હિમાયતી અને મદદગાર ઠરાવો છો બીજાંને, ગુલામ તો છો તેના પણ બંદગી કરો છો બીજાંની. તમારા સંકટો દૂર એ કરે છે, ખરાબ સમયમાં તમે આજીજી તેની સામે કરો છો અને જયારે મુસીબતનો સમય પસાર થઈ જાય છે ત્યારે સંકટ વિમોચક બીજાં બની જાય છે, અને ચઢાવા અને ભેટો બીજાના નામે ચઢવા માંડે છે !

(૪૨) જે લોકો અલ્લાહની આફતને તેમનાથી દૂર જોઈને સત્યની દુશ્મનાવટમાં ભારે હિંમત દેખાડી રહ્યા હતાં, તેમને ચેતવવામાં આવી રહ્યાં છે કે અલ્લાહની આફતને આવવામાં વાર લાગતી નથી. પવનનું એક તોફાન તમને અચાનક બરબાદ કરી શકે છે, ભૂકંપનો એક આંચકો તમારા ગામોને ભોંયભેગા કરી દેવા માટે પૂરતો છે. કબીલાઓ, રાષ્ટ્રો અને દેશોની દુશ્મનાવટના દારૂગોળામાં એક જ ચિંગારી એવી તબાહી મચાવી શકે છે કે વર્ષો સુધી રકતપાત અને અશાંતિમાંથી છુટકારો ન મળે. એટલા માટે અત્યારે જો આફત આવતી નથી તો આ તમારા માટે ગફલત અને બેહોશીનું ઘેન ન બની જાય કે બેફિકર બનીને સારા અને નરસા વચ્ચે ભેદ કર્યા વિના આંધળાંની જેમ જીવનના રસ્તા પર ચાલતાં રહો. પાઠ માનો કે અલ્લાહ તમને મહેતલ આપી રહ્યો છે અને

مُّسْتَقَرٌّ ز وَّ سَوْفَ تَعْلَمُوْنَ ﴿٦٧﴾ وَ اِذَا رَاَيْتَ الَّذِيْنَ يَخُوْضُوْنَ فِيْۤ
اٰيٰتِنَا فَاَعْرِضْ عَنْهُمْ حَتّٰى يَخُوْضُوْا فِيْ حَدِيْثٍ غَيْرِهٖ ط وَ اِمَّا
يُنْسِيَنَّكَ الشَّيْطٰنُ فَلَا تَقْعُدْ بَعْدَ الذِّكْرٰى مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٦٨﴾
وَ مَا عَلَى الَّذِيْنَ يَتَّقُوْنَ مِنْ حِسَابِهِمْ مِّنْ شَيْءٍ وَّ لٰكِنْ
ذِكْرٰى لَعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿٦٩﴾ وَ ذَرِ الَّذِيْنَ اتَّخَذُوْا دِيْنَهُمْ لَعِبًا وَّ لَهْوًا

**જાહેર થવાનો એક સમય નિયત થયેલો છે, ટૂંક સમયમાં તમને પોતાને પરિણામ જણાઈ જશે.**

**અને હે મુહમ્મદ ! જ્યારે તમે જુઓ કે લોકો અમારી આયતોની નુકતેચીની કરી રહ્યાં છે ત્યારે તેમની પાસેથી ખસી જાઓ, એટલે સુધી કે તેઓ આ વાત છોડીને બીજી વાતોમાં લાગી જાય. અને જો કયારેક શૈતાન તમને ભુલાવામાં નાખી દે[૪૪] ત્યારે જે વખતે તમને આ ભૂલનું ભાન થઈ જાય તેના પછી ફરી આવા જુલમી લોકો પાસે ન બેસો. તેમના હિસાબમાંથી કોઈ વસ્તુની જવાબદારી સંયમી લોકો ઉપર નથી, અલબત્ત, શિખામણ આપવી તેમની ફરજ છે કદાચ તેઓ ખોટું કરવાથી બચી જાય.[૪૫] છોડો એ લોકોને જેમણે તેમના દીનને ખેલ અને તમાશો બનાવેલોં છે**

---

એ નિશાનીઓ તમારી સામે રજૂ કરી રહ્યો છે જેના વડે તમે સત્યને ઓળખીને સાચો માર્ગ અપનાવી શકો.

(૪૩) એટલે કે મારું આ કામ નથી કે જે કંઈ તમે નથી જોતાં તે હું તમને બળજબરીપૂર્વક દેખાડું અને જે તમે નથી સમજતાં તે બળ પ્રયોગ કરીને તમારી સમજમાં ઉતારી દઉં. અને મારું આ કામ પણ નથી કે જો તમે જુઓ નહીં, અને સમજો નહીં, તો તમારી ઉપર આફત ઉતારી દઉં. મારું કામ માત્ર સત્ય અને અસત્યને જુદાં પાડીને તમારી સામે રજૂ કરી દેવાનું છે. હવે જો તમે માનતાં નથી તો જે ખરાબ પરિણામથી હું તમને ડરાવું છું તે તેના સમયે આપોઆપ તમારી સામે આવી જશે.

(૪૪) એટલે કે જો કોઈ વખતે અમારી આ સૂચનાઓ તમને યાદ ન રહે અને તમે ભૂલથી એવા લોકોની સંગતમાં બેઠાં રહી જાઓ.

(૪૫) આનો અર્થ આ છે કે જે લોકો ખુદાની નાફરમાનીથી પોતે બચીને કામ કરે છે તેમની ઉપર નાફરમાન લોકોની કોઈ જવાબદારી નથી ત્યારે તેઓ શા માટે અમસ્તાંજ એ વાતને પોતાની ઉપર ફરજિયાત બનાવી લે કે આ નાફરમાનોની સાથે વાદવિવાદ કરીને એમને મનાવીને જ રહેશે, અને એમના ખોટાં અને સમજયા વિનાના વાંધાઓનો જવાબ આપીને જ રહેશે, અને જો તેઓ માનતાં ન હોય તો તેમને કોઈપણ રીતે મનાવીને જ રહેશે. એમની ફરજ તો માત્ર આટલી જ છે કે જેમને ગુમરાહીમાં ભટકતાં જોઈ રહ્યાં હોય તેમને

وَّ غَرَّتۡهُمُ الۡحَيٰوةُ الدُّنۡيَا وَ ذَكِّرۡ بِهٖۤ اَنۡ تُبۡسَلَ نَفۡسٌۢ بِمَا كَسَبَتۡ ۖۗ
لَيۡسَ لَهَا مِنۡ دُوۡنِ اللّٰهِ وَلِىٌّ وَّ لَا شَفِيۡعٌ ۚ وَاِنۡ تَعۡدِلۡ كُلَّ
عَدۡلٍ لَّا يُؤۡخَذۡ مِنۡهَا ؕ اُولٰٓـئِكَ الَّذِيۡنَ اُبۡسِلُوۡا بِمَا كَسَبُوۡا ۚ لَهُمۡ
شَرَابٌ مِّنۡ حَمِيۡمٍ وَّعَذَابٌ اَلِيۡمٌۢ بِمَا كَانُوۡا يَكۡفُرُوۡنَ ﴿٧٠﴾ ع قُلۡ رુકૂઅ ૮
اَنَدۡعُوۡا مِنۡ دُوۡنِ اللّٰهِ مَا لَا يَنۡفَعُنَا وَلَا يَضُرُّنَا وَنُرَدُّ عَلٰٓى
اَعۡقَابِنَا بَعۡدَ اِذۡ هَدٰٮنَا اللّٰهُ كَالَّذِى اسۡتَهۡوَتۡهُ الشَّيٰطِيۡنُ
فِى الۡاَرۡضِ حَيۡرَانَ ص لَهٗۤ اَصۡحٰبٌ يَّدۡعُوۡنَهٗۤ اِلَى الۡهُدَى ائۡتِنَا ؕ

---

અને જેમને દુનિયાના જીવને ભ્રમમાં નાખી દીધેલાં છે. હા, પરંતુ આ કુર્આન સંભળાવીને શિખામણ અને ચેતવણી આપતા રહો કે કયાંક કોઈ માણસ તેના કરતૂકોની આફતમાં ફસાઈ ન જાય, અને ફસાય પણ એવી હાલતમાં કે અલ્લાહથી બચાવનાર કોઈ હિમાયતી કે મદદગાર અને કોઈ ભલામણ કરનાર તેના માટે ન હોય અને જો તે દરેક શકય વસ્તુ મુક્તિદંડ પેટે આપીને છૂટવા માગે તો તે પણ તેની પાસેથી સ્વીકારવામાં ન આવે, કારણ કે આવા લોકો તો ખુદ તેમની કમાણીના પરિણામે પકડવામાં આવશે,એમને તો એમના સત્યના ઈનકારના અવેજ પેટે ઉકળતું પાણી પીવા માટે અને પીડાકારી સજા ભોગવવા માટે મળશે. (રુકૂઅ-૮)

હે મુહમ્મદ ! આમને પૂછો, શું અલ્લાહને છોડીને અમે એમને પોકારીએ જે ન તો અમને ફાયદો પહોંચાડી શકે છે ન તો નુકસાન ? અને જ્યારે કે અલ્લાહ અમને સીધો માર્ગ દેખાડી ચૂકયો છે ત્યારે શું હવે અમે તરત પાછા વળી જઈએ ? શું અમે અમારી દશા એ માણસ જેવી કરી લઈએ જેને શૈતાનોએ ધરતીમાં ભટકાવી દીધો હોય અને તે વ્યાકુળ બનીને ફરી રહયો હોય જો કે તેના સાથીદારો તેને બોલાવી રહ્યાં હોય કે અહીં આવ, આ સીધો માર્ગ મોજૂદ છે ?

---

શિખામણ આપે અને સત્ય વાત તેમની સામે રજૂ કરી દે. પછી જો તેઓ ન માને અને ઝઘડાં, ચર્ચા અને વાદ-વિવાદ ઉપર ઉતરી આવે તો સત્યવાન લોકોનું આ કામ નથી કે તેમની સાથે માનસિક કુશ્તીઓ કરવામાં પોતાનો સમય અને શક્તિઓ વેડફતાં રહે. જાહિલ લોકોને બદલે તેમણે તેમની શક્તિઓ અને સમય એ લોકોના શિક્ષણ અને તાલીમ અને સુધારણા તેમજ ઉપદેશ પાછળ વાપરવાં જોઈએ જે પોતે સત્યચાહક હોય.

قُلْ اِنَّ هُدَى اللّٰهِ هُوَ الْهُدٰى ۭ وَاُمِرْنَا لِنُسْلِمَ لِرَبِّ الْعٰلَمِيْنَ ۝ ٧١
وَاَنْ اَقِيْمُوا الصَّلٰوةَ وَاتَّقُوْهُ ۭ وَهُوَ الَّذِيْٓ اِلَيْهِ تُحْشَرُوْنَ ۝ ٧٢
وَهُوَ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ ۭ وَيَوْمَ يَقُوْلُ

**કહો, "હકીકતમાં સાચું માર્ગદર્શન તો માત્ર અલ્લાહનું જ માર્ગદર્શન છે અને તેની તરફથી અમને આ આદેશ મળ્યો છે કે સૃષ્ટિના માલિકની સામે આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દો, નમાઝ કાયમ કરો અને તેની નાફરમાની બચો, તેની જ તરફ તમે સમેટવામાં આવશો.એ જ છે જેણે આકાશ અને ધરતીને યથાર્થ પેદા કર્યાં છે[૪૬] અને જે દિવસે તે કહેશે કે**

(૪૬) કુર્આનમાં આ વાત ઠેરઠેર કહેવામાં આવી છે કે અલ્લાહે ધરતી અને આકાશોને સાર્થક સર્જ્યાં છે અથવા સત્યની સાથે સર્જ્યાં છે. આ આયતોમાં ખૂબ જ વિશાળ અર્થ સમાયેલો છે.

આનો એક અર્થ આ છે કે પૃથ્વી અને આકાશોનું સર્જન માત્ર ખેલના રૂપમાં થયું નથી. આ કંઈ ઈશ્વરની લીલા નથી. આ કોઈ બાળકનું રમકડું નથી કે માત્ર મનોરંજન માટે તે તેની સાથે રમતો રહે અને પછી કારણ વિના તેને તોડી-ફોડીને ફેંકી દે.આ હકીકતમાં એક ખૂબ જ ગંભીર કામ છે જે ડહાપણના પાયા ઉપર કરવામાં આવેલું છે, તેની અંદર એક મહાન ધ્યેય કાર્યરત છે, અને તેનો એક કાળ પસાર થઈ ગયા પછી સર્જનહાર એ તમામનો હિસાબ લે એ જરૂરી છે જે એ કાળમાં થયું છે, અને આ જ કાળના પરિણામો ઉપર બીજા કાળનો આધાર મૂકે. આ જ વાત બીજી ઘણી જગ્યાએ આવી રીતે કહેવામાં આવી છે. رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا "હે અમારા માલિક, તેં આ બધું નિરર્થક સર્જ્યું નથી." અને وَمَا خَلَقْنَا السَّمَاۗءَ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا لٰعِبِيْنَ "અમે આકાશો અને ધરતી અને એ વસ્તુઓને જે આકાશ અને ધરતી વચ્ચે છે ખેલ તરીકે સર્જી નથી." اَفَحَسِبْتُمْ اَنَّمَا خَلَقْنٰكُمْ عَبَثًا وَّاَنَّكُمْ اِلَيْنَا لَا تُرْجَعُوْنَ "તો શું તમે એમ માની લીધું છે કે તમને આમ જ નકામા જ સર્જવામાં આવ્યાં છે અને તમે અમારી તરફ પાછા લાવવામાં નહીં આવો?"

બીજો અર્થ આ છે કે અલ્લાહે આ સમગ્ર સૃષ્ટિતંત્ર સત્યના નક્કર પાયા ઉપર સ્થાપેલું છે. ન્યાય તથા ડહાપણ અને સચ્ચાઈના નિયમો ઉપર તેની દરેક વસ્તુ આધારિત છે. અસત્ય માટે હકીકતમાં આ વ્યવસ્થામાં મૂળિયાં નાખવાનો અને ઉછરવાનો કોઈ અવકાશ જ નથી. આ વાત બીજી છે કે અલ્લાહ જૂઠપરસ્ત લોકોને તક આપે કે તેઓ જો તેમના જૂઠ અને જુલમને વિકસાવવા માગતા હોય તો તેમના પ્રયાસો કરી જુએ પરંતુ છેવટે ધરતી જૂઠના દરેક બીજને ઓકીને બહાર ફેંકી દેશે અને અંતમાં હિસાબ વખતે, દરેક જૂઠપરસ્ત માણસ જોઈ લેશે કે જે પ્રયાસો તેણે આ ખરાબ વૃક્ષની ખેતી અને સિંચાઈમાં કર્યા છે તે તમામ નક્કામા નીવડ્યાં.

ત્રીજો અર્થ આ છે કે ખુદાએ આ સમગ્ર સૃષ્ટિને સત્યના પાયા ઉપર રચી છે અને આગવા હક્કના આધારે તે તેની ઉપર શાસન કરી રહ્યો છે. તેનો હુકમ અહીં એટલા માટે ચાલે છે કે તે જ પોતાની સર્જેલી સૃષ્ટિમાં શાસનનો અધિકાર ધરાવે છે. બીજાંનો હુકમ જો ઉપરછલ્લી રીતે જોતાં બાહ્ય રીતે ચાલતો દેખાતો હોય તો પણ

الثلثة

كُنْ فَيَكُوْنُ ۚ قَوْلُهُ الْحَقُّ ۭ وَلَهُ الْمُلْكُ يَوْمَ يُنْفَخُ فِي
الصُّوْرِ ۭ عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ ۭ وَهُوَ الْحَكِيْمُ الْخَبِيْرُ ﴿٧٣﴾ وَاِذْ
قَالَ اِبْرٰهِيْمُ لِاَبِيْهِ اٰزَرَ اَتَتَّخِذُ اَصْنَامًا اٰلِهَةً ۚ اِنِّيْٓ

**કયામત થઈ જાય તે જ દિવસે તે થઈ જશે. તેનું કથન તદ્દન સત્ય છે. અને જે દિવસે રણશિંગું ફૂંકવામાં આવશે[૪૭] તે દિવસે શાસન તેનું જ હશે,[૪૮] તે ગેબ અને શહાદત[૪૯] દરેક વસ્તુનો જાણનાર છે અને ડહાપણવાળો તથા માહિતગાર છે.**

**ઈબ્રાહીમનો કિસ્સો યાદ કરો કે જ્યારે તેણે તેના પિતા આઝરને કહ્યું હતું "શું તું મૂર્તિઓને ખુદા બનાવે છે?[૫૦] હું તો**

તેનાથી છેતરાઓ નહીં, હકીકતમાં તેમનો હુકમ ચાલતો નથી, ન તો ચાલી જ શકે છે, કેમ કે સૃષ્ટિની કોઈ વસ્તુ ઉપર તેમનો કોઈ અધિકાર નથી કે તેની ઉપર પોતાનો હુકમ ચલાવે.

(૪૭) "સૂર ફૂંકવાની" સાચી કેફિયત કેવી હશે તેની વિગતો આપણી સમજની બહાર છે.કુર્આન ઉપરથી જે કંઈ આપણને જણાયું છે તે માત્ર એટલું છે કે કયામતના દિવસે અલ્લાહના હુકમથી એક વખતે સૂર ફૂંકવામાં આવશે અને બધા જ નાશ પામશે, પછી ખબર નથી કે કેટલા સમય પછી, જેને અલ્લાહ જ જાણે છે, બીજો સૂર ફૂંકવામાં આવશે અને બધા જ, આગળના અને પાછળના, નવેસરથી જીવતાં થઈને પોતાને હશ્રના મેદાનમાં જોશે. પહેલો સૂર ફૂંકાતાં સમગ્ર સૃષ્ટિનું તંત્ર છિન્નભિન્ન થઈ જશે અને બીજું સૂર ફૂંકાતાં એક બીજું તંત્ર નવા રૂપ અને નવા નિયમોની સાથે સ્થપાઈ જશે.

(૪૮) આનો અર્થ આ નથી કે આજે રાજ તેનું નથી બલ્કે અર્થ આ છે કે એ દિવસે જ્યારે પડદો ઉઠાવી દેવામાં આવશે અને હકીકત એકદમ સામે આવી જશે ત્યારે ખબર પડી જશે કે એ બધા કે જે સત્તા ધરાવતા જણાતા હતાં, અથવા માનવામાં આવતા હતાં, સાવ અધિકાર વિનાના છે અને રાજના બધા જ અધિકારો એ જ એક ખુદા માટે છે જેણે સૃષ્ટિનું સર્જન કર્યું છે.

(૪૯) ગૈબ **غَيْب** = એ બધું જ જે મખ્લૂકથી છૂપું છે.

શહાદત **شَهَادت** = એ બધું જ જે મખ્લૂક માટે પ્રગટ-જાહેર છે.

(૫૦) અહીં હઝરત ઈબ્રાહીમ અ.સ.ના કિસ્સાનો ઉલ્લેખ એ વાતની હિમાયતમાં તથા સાક્ષી તરીકે કરવામાં આવી રહ્યો છે જેવી રીતે અલ્લાહે એનાયત કરેલા માર્ગદર્શન વડે આજે મુહમ્મદ સ.અ.વ.એ, અને આપના સાથીઓએ, શિર્કનો ઈનકાર કર્યો છે તેમજ તમામ બનાવટી ખુદાઓથી મોઢું ફેરવીને એક માત્ર જગતના માલિકની સામે માથું ઝૂકાવી દીધું છે. એવી જ રીતે ગઈ કાલે આવું જ ઈબ્રાહીમ અ.સ. પણ કરી ચૂકયાં છે. અને જેવી રીતે આજે મુહમ્મદ સ.અ.વ. અને આપની ઉપર ઈમાન લાવનારાઓની સાથે આપની અજ્ઞાન કોમ ઝઘડો કરી રહી છે એવી જ રીતે ગઈ કાલે હઝરત ઈબ્રાહીમ અ.સ. સાથે પણ એમની કોમ આ જ ઝઘડો કરી

اَرٰىكَ وَ قَوْمَكَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٧٤﴾ وَ كَذٰلِكَ نُرِيْٓ اِبْرٰهِيْمَ مَلَكُوْتَ السَّمٰوٰتِ وَ الْاَرْضِ وَ لِيَكُوْنَ مِنَ الْمُوْقِنِيْنَ ﴿٧٥﴾

**તને અને તારી કોમને ખુલ્લી ગુમરાહીમાં જોઉં છું.'' ઈબ્રાહીમને અમે આવી જ રીતે આકાશો અને ધરતીનું રાજ્યતંત્ર દેખાડતા[૫૧] હતાં અને એટલા માટે દેખાડતા હતાં કે એ વિશ્વાસ કરનારાઓમાંથી થઈ[૫૨] જાય.**

ચૂકી છે. અને ગઈ કાલે જે જવાબ હઝરત ઈબ્રાહીમ અ.સ.એ એમની કોમને આપ્યો હતો, આજે મુહમ્મદ સ.અ.વ. અને આપના અનુયાયીઓ તરફથી એમની કોમને પણ એ જ જવાબ છે. મુહમ્મદ સ.અ.વ. એ રસ્તા પર છે જે નૂહ અ.સ. અને ઈબ્રાહીમ અ.સ. તથા ઈબ્રાહીમની સંતાનના તમામ નબીઓનો રસ્તો રહ્યો છે. હવે જ્યારે આ લોકો એપનું અનુસરણ કરવાનો ઈનકાર કરી રહ્યાં છે ત્યારે તેમને ખબર પડી જવી જોઈએ કે તેઓ નબીઓના માર્ગથી ચલિત થઈને અજ્ઞાનના માર્ગ ઉપર ચાલી રહ્યાં છે.

અત્રે એક બીજી વાત પણ સમજી લેવી જોઈએ કે અરબસ્તાનના લોકો સામાન્ય રીતે હઝરત ઈબ્રાહીમ અ.સ.ને તેમના નેતા અને સરદાર માનતા હતાં. ખાસ કરીને, કુરૈશના અભિમાન અને ગૌરવનો સમગ્ર પાયો જ આ હતો કે તેઓ ઈબ્રાહીમ અ.સ.ની સંતાન તથા તેમના બાંધેલા ખાનએ ખુદાના સેવકો છે. એટલા માટે તેમની સામે હઝરત ઈબ્રાહીમ અ.સ.ની તૌહીદની માન્યતાનો તથા શિર્ક સામે તેમનો ઈનકાર અને મુશ્રિક કોમ સાથેના તેમના ઝઘડાનો ઉલ્લેખ કરવાનો મતલબ આ હતો કે કુરૈશના ગૌરવ અને અભિમાન તથા મક્કાના કાફિરોના તેમના શિર્કયુક્ત દીન માટેનો બધો સંતોષ તેમની પાસેથી છીનવી લેવામાં આવે અને તેમની સામે સાબિત કરી દેવામાં આવે કે આજે મુસલમાનો એ મુકામ ઉપર છે જે મુકામ ઉપર હઝરત ઈબ્રાહીમ અ.સ. હતાં અને તમારી હેસિયત એ છે જે હઝરત ઈબ્રાહીમ અ.સ. સાથે ઝઘડો કરનારી જાહિલ કોમની હતી. આ બિલકુલ એવું જ છે જાણે કોઈ શેખ અબ્દુલકાદિર જીલાની રહ.ના શ્રદ્ધાળુઓ અને કાદરી વંશના પીરઝાદાઓની સામે હઝરત શેખના અસલ શિક્ષણ તથા એમના જીવનની ઘટનાઓ રજૂ કરીને એમ સાબિત કરી દે કે જે બુઝુર્ગને તમે માનો છો, તમારી પોતાની રીત એમના કરતાં તદ્દન વિરૂદ્ધ છે અને તમે આજે એ જ ગુમરાહ લોકોની હેસિયત ધારણ કરી લીધી છે જેમની વિરૂદ્ધ તમારા બુઝુર્ગ જીવનભર સંઘર્ષ કરતા રહ્યાં.

**(૫૧)** એટલે કે જેવી રીતે તમારી સામે સૃષ્ટિની નિશાનીઓ સ્પષ્ટ છે અને અલ્લાહની નિશાનીઓ તમને દેખાડવામાં આવી રહી છે, એવી જ રીતે ઈબ્રાહીમ અ.સ.ની સામે પણ આ જ કુદરતની નિશાનીઓ હતી પરંતુ તમે લોકો એમને જોયા પછી પણ આંધળાંની જેમ કશું જોતાં નથી અને ઈબ્રાહીમ અ.સ.એ નિશાનીઓ આંખો ખોલીને જોઈ. આ જ સૂર્ય, ચંદ્ર અને તારા જે તમારી સામે ઉદય અને અસ્ત પામે છે અને દરરોજ તમને ઉદય વખતે જેવા માર્ગ ભૂલેલાં જુએ છે એવા જ અસ્ત વખતે છોડી જાય છે, એમને જ એ આંખોવાળા માણસે પણ જોયા હતાં અને આ જ નિશાનીઓ વડે તે હકીકત સુધી પહોંચી ગયો.

**(૫૨)** આ જગ્યાને અને કુર્આનના એ બીજા સ્થળોને, કે જયાં હઝરત ઈબ્રાહીમ અ.સ. સાથેના એમની

કોમના ઝઘડાનો ઉલ્લેખ આવેલો છે, સારી રીતે સમજવા માટે જરૂરી છે કે હઝરત ઇબ્રાહીમ અ.સ.ની કોમની ધાર્મિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિ ઉપર પણ એક નજર નાખી લેવામાં આવે. આધુનિક પુરાતત્ત્વ સંશોધનોમાં એ શહેર શોધી કાઢવામાં આવ્યું છે જયાં હઝરત ઇબ્રાહીમ અ.સ.નો જન્મ થયો હતો, એટલું જ નહીં, ઇબ્રાહીમ અ.સ.ના જમાનામાં એ વિસ્તારના લોકોની જે સ્થિતિ હતી તેના વિષે પણ ઘણી માહિતી પ્રાપ્ત થઈ છે. સર લીયોનાર્ડ વૂલી (Sir Leonard Woolley) એ તેમના પુસ્તક ("Abraham", London, 1935) માં આ સંશોધનોના જે પરિણામો પ્રસિદ્ધ કર્યાં છે, તેમનો ટૂંકસાર અમે અહીં નોંધીએ છીએઃ

એવું અનુમાન છે કે ઈ.પૂ. ૨૧૦૦ની લગભગ, જેને હવે સામાન્ય રીતે સંશોધકો હઝરત ઇબ્રાહીમ અ.સ.ના જીવનનો કાળ સ્વીકારે છે, શહેર ઉર ની વસતિ લગભગ અઢી લાખની આસપાસ હતી અને શકય છે કે પાંચ લાખ પણ હોય. એ મોટું ઔદ્યોગિક અને વેપારી મથક હતું. એક તરફ છેક પામીર અને નીલગિરિ સુદ્ધાંથી ત્યાં માલ આવતો હતો અને બીજી તરફ અનાતોલ્યા સાથે તેના વેપારી સંબંધો હતાં. તે રાજયનું વડું મથક હતું. તેની સીમાઓ હાલના ઈરાક રાજયના ઉત્તરમાં થોડી ઓછી અને પશ્ચિમમાં થોડી વધારે હતી. દેશની મોટાભાગની વસ્તી ઉદ્યોગ અને વેપારમાં રોકાયેલી હતી. એ જમાનાના લખાણો પુરાતત્ત્વના અવશેષોમાંથી મળી આવ્યાં છે, તેમના ઉપરથી જણાય છે કે એ લોકોનું જીવન વિષેનું દ્રષ્ટિબિંદુ તદ્દન ભૌતિકવાદી હતું. પૈસો કમાવવો અને વધુમાં વધુ એશોઆરામ મેળવવો, તેમના જીવનનો સૌથી મોટો ધ્યેય હતો. વ્યાજખોરી મોટા પ્રમાણમાં ફેલાયેલી હતી. ખૂબ જ વેપારી વૃત્તિના લોકો હતાં. દરેક બીજાને શંકાની નજરથી જોતો હતો અને અંદરોઅંદર અદાલતી ખટલાઓ ચાલતા રહેતા હતાં. તે લોકો તેમના દેવોની પાસે દુઆઓમાં લાંબુ જીવન, સમૃદ્ધિ અને વેપારમાં પ્રગતિ માગતા હતાં. વસ્તી ત્રણ વર્ગોની બનેલી હતી :

(૧) અમીલો - આ ઉચ્ચ વર્ગના લોકો હતાં જેમાં પૂજારીઓ, રાજયના હોદ્દેદારો અને લશ્કરના અધિકારીઓનો સમાવેશ થતો હતો.

(૨) મિસ્કીનો - આમાં વેપારીઓ, ઉદ્યોગકારો અને ખેતીનો ધંધો કરતા લોકોનો સમાવેશ થતો હતો.

(૩) અર્દવ - એટલે કે ગુલામો.

આમાંથી પહેલો વર્ગ એટલે કે અમીલોને ખાસ વિશેષાધિકારો મળેલા હતાં. એમના ફોજદારી અને દિવાની અધિકારો બીજાં કરતાં અલગ હતાં અને એમના જાનમાલની કિંમત બીજાં કરતાં વધારે હતી.

આવા શહેર અને આવા સમાજમાં હઝરત ઇબ્રાહીમ અ.સ.એ જન્મ લીધો. તેમનો તથા તેમના કુટુંબનો જે અહેવાલ આપણને તલમૂદમાં જોવા મળે છે, તેના ઉપરથી જણાય છે કે તેઓ અમીલો વર્ગના સભ્ય હતાં અને તેમનો પિતા રાજયનો સૌથી મોટો હોદ્દેદાર હતો. (જુઓ સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક - ૨૯૦)

ઉરના શિલાલેખોમાં લગભગ ૫૦૦૦ દેવી -દેવતાઓના નામ જોવા મળે છે. દેશના વિવિધ શહેરોના જુદા જુદા દેવો હતાં. દરેક શહેરનો એક વિશિષ્ટ રક્ષક દેવ રહેતો હતો જે નગરસ્વામી, મહાદેવ અથવા પરમદેવ માનવામાં આવતો હતો અને તેનો આદર બીજા દેવો કરતાં વધારે જાળવવામાં આવતો હતો. ઉર શહેરનો નગરસ્વામી નન્નાર (ચંદ્રદેવ) હતો અને આના જ આધારે પછીના લોકોએ આ શહેરનું નામ કમરીના પણ લખ્યું છે. બીજું મોટું શહેર લરસા હતું જે પછીથી ઉરની જગ્યાએ રાજયનું વડુંમથક બન્યું. તેનો નગરસ્વામી શમ્માશ (સૂર્યદેવ) હતો. આ મોટા દેવોની નીચે ઘણાં નાના નાના દેવો પણ હતાં, જે મોટાભાગે આકાશના તારાઓ અને

ગ્રહોમાંથી, અને ઓછી મહત્ત્વની પૃથ્વીમાંથી પસંદ કરવામાં આવ્યા હતાં, અને લોકો તેમની જુદી જુદી ગૌણ જરૂરિયાતો તેમની સાથે સંકળાયેલી માનતા હતાં. આ આકાશી અને પૃથ્વીના દેવી-દેવતાઓની આકૃતિઓ મૂર્તિઓના રૂપમાં બનાવી લેવામાં આવી હતી અને તમામ પૂજા વિધિઓ તેમની સમક્ષ કરવામાં આવતી હતી.

નન્નારની મૂર્તિ ઉરમાં સૌથી ઊંચી ટેકરી ઉપર એક ભવ્ય ઇમારતમાં સ્થાપિત કરવામાં આવી હતી. તેની નજીક જ નન્નારની પત્ની નનગુલનું મંદિર હતું. નન્નારના મંદિરની ભવ્યતા એક શાહી મહેલ જેવી હતી. તેના શયનખંડમાં દરરોજ રાત્રે એક પૂજારણ જઈને તેની દુલ્હન બનતી હતી. મંદિરમાં પુષ્કળ સ્ત્રીઓ દેવતાના નામે સમર્પિત થયેલી હતી. તેમની હેસિયત દેવદાસીઓ (Religious Prostitutes) જેવી હતી. એવી સ્ત્રીને ઘણી સન્માનનીય માનવામાં આવતી હતી જે દેવતાના નામે પોતાના શીલનું બલિદાન આપી દે. ઓછામાં ઓછું એક વખત પોતાની જાતને દેવના માર્ગમાં કોઈ અજાણ્યા પુરુષને સોંપી દેવી સ્ત્રી માટે મોક્ષનો માર્ગ માનવામાં આવતો હતો. હવે એ જણાવવાની જરૂર નથી કે આ ધાર્મિક વેશ્યાવૃત્તિનો લાભ લેનારા લોકો મોટાભાગના પૂજારીઓ જ રહેતા હતાં.

નન્નાર ફકત દેવતા જ ન હતો બલ્કે દેશનો સૌથી મોટો જમીનદાર, સૌથી મોટો વેપારી, સૌથી મોટો ઉદ્યોગપતિ અને દેશના રાજકીય જીવનનો સૌથી મોટો શાસક પણ હતો. ઘણાં બાગ-બગીચાં, મકાનો અને જમીનો એ મંદિર માટે વક્ફ-સમર્પિત- કરી દેવામાં આવતા હતાં. આ માલ-મિલકતની આવક ઉપરાંત ખેડૂતો, જમીનદારો, વેપારીઓ, બધા જ દરેક જાતના અનાજ, દૂધ, સોનું, કાપડ અને બીજી વસ્તુઓ લાવીને મંદિરમાં પધરાવતા હતાં જેનો સ્વીકાર કરવા માટે મંદિરમાં એક મોટો કર્મચારીવર્ગ હતો. ઘણાં કારખાના મંદિર હેઠળ ચાલતા હતાં. વેપાર-ધંધો પણ ઘણાં મોટા પ્રમાણમાં મંદિર તરફથી કરવામાં આવતો હતો. આ બધાં કામ દેવતાના ઉત્તરાધિકારી તરીકે પૂજારીઓ જ કરતા હતાં. આ ઉપરાંત, દેશની સૌથી ઉચ્ચ અદાલત પણ મંદિર હતી. પૂજારીઓ તેના ન્યાયાધીશો હતાં અને તેમના ચુકાદાઓ દેવતાના ચુકાદાઓ માનવામાં આવતા હતાં. રાજવી પરિવારનું રાજ પણ નન્નારમાંથી જ મેળવવામાં આવ્યું હતું. અસલ રાજા નન્નાર હતો અને દેશનો શાસક તેના તરફથી રાજ કરતો હતો. આ સંબંધના કારણે રાજા પોતે પણ દેવતાઓમાં સામેલ થઈ જતો હતો અને દેવતાઓની જેમ જ તેની પણ પૂજા કરવામાં આવતી હતી.

ઉરનું રાજકીય વંશ, જે ઇબ્રાહીમ અ.સ.ના જમાનામાં શાસન કરતું હતું, તેના સ્થાપકનું નામ ઉરનમ્મુ હતું જેણે ઈ.પૂ.૨૩૦૦ માં એક વિશાળ સામ્રાજય સ્થાપ્યું હતું. તેની સીમાઓ સામ્રાજયની પૂર્વમાં સોસા થી લઈને પશ્ચિમમાં લેબેનોન સુધી વિસ્તરેલી હતી. એના જ લીધે આ વંશનું નામ "નમ્મુ" પડયું હતું જે અરબીભાષામાં જઈને નમરૂદ થઈ ગયું. હઝરત ઇબ્રાહીમ અ.સ.ની હિજરત પછી એ વંશ અને એ કોમ ઉપર સતત આફતો ઉતરવા માંડી. પહેલાં, ઈલામી લોકોએ ઉરનો નાશ કર્યો અને નમરૂદની નન્નારની મૂર્તિ સહિત કેદ પકડવામાં આવ્યાં. પછી લરસામાં એક ઈલામી રાજય સ્થપાયું જેની હેઠળ ઉરનો પ્રદેશ ગુલામની હેસિયતથી રહ્યો. છેવટે આરબવંશના એક પરિવારના નેજા હેઠળ બાબિલે જોર પકડયું અને લરસા અને ઉર બંને તેના નેજા હેઠળ આવી ગયાં. આ વિનાશોએ નન્નાર સાથેની ઉરના લોકોની આસ્થા હચમચાવી નાખી કેમ કે તે તેમનું રક્ષણ ન કરી શકયો.

ચોકકસપણે તો કહી શકાતું નથી કે પછીના જમાનામાં હઝરત ઇબ્રાહીમ અ.સ.ના શિક્ષણનો પ્રભાવ

فَلَمَّا جَنَّ عَلَيْهِ الَّيْلُ رَاٰ كَوْكَبًا ۚ قَالَ هٰذَا رَبِّيْ ۚ فَلَمَّآ اَفَلَ
قَالَ لَآ اُحِبُّ الْاٰفِلِيْنَ ﴿٧٦﴾ فَلَمَّا رَاَ الْقَمَرَ بَازِغًا قَالَ هٰذَا رَبِّيْ ۚ
فَلَمَّآ اَفَلَ قَالَ لَىِٕنْ لَّمْ يَهْدِنِيْ رَبِّيْ لَاَكُوْنَنَّ مِنَ الْقَوْمِ
الضَّاۤلِّيْنَ ﴿٧٧﴾ فَلَمَّا رَاَ الشَّمْسَ بَازِغَةً قَالَ هٰذَا رَبِّيْ هٰذَآ
اَكْبَرُ ۚ فَلَمَّآ اَفَلَتْ قَالَ يٰقَوْمِ اِنِّيْ بَرِيْۤءٌ مِّمَّا تُشْرِكُوْنَ ﴿٧٨﴾ اِنِّيْ

**એટલા માટે જ્યારે રાત તેની ઉપર છવાઈ ત્યારે તેણે એક તારો જોયો. કહ્યું, આ મારો માલિક છે. પરંતુ જ્યારે તે આથમી ગયો ત્યારે તે બોલ્યો, આથમી જનારાઓનો તો હું મોહિત નથી, પછી જ્યારે ચંદ્ર ચળકતો દેખાયો ત્યારે કહ્યું, આ છે મારો માલિક. પરંતુ જ્યારે તે પણ આથમી ગયો ત્યારે કહ્યું, જો મારા માલિકે મારું માર્ગદર્શન ન કર્યું હોત તો હું પણ ગુમરાહ લોકોમાં સામેલ થઈ ગયો હોત. પછી જ્યારે સૂર્યને પ્રકાશિત જોયો ત્યારે કહ્યું, આ છે મારો માલિક, આ સૌથી મોટો છે. પરંતુ જ્યારે તે પણ આથમ્યો ત્યારે ઈબ્રાહીમ બોલી પડયો, ''હે મારી કોમના લોકો ! હું એ બધાંથી મુક્ત છું જેમને તમે અલ્લાહના ભાગીદાર ઠેરવો છો.[૫૩] મેં તો**

એ દેશના લોકોએ કેટલા અંશે સ્વીકાર્યો પરંતુ ઈ.સ.પૂ. ૧૯૧૦ માં બાબિલના રાજા હમ્મુરાબ્બી (બાઈબલનો અમુરાફીલ) એ જે કાનૂન બનાવ્યા હતાં તે ગવાહી આપે છે કે, પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે તેમના સંપાદનમાં નબૂવ્વતના દીપમાંથી મેળવવામાં આવેલા પ્રકાશે અમુક હદ સુધી જરૂર ફાળો આપ્યો હતો. આ કાયદાનો વિગતવાર શિલાલેખ ઈ.સ. ૧૯૦૨ પછી મસીહ મુકામે એક ફ્રેન્ચ પુરાતત્ત્વ સંશોધકને મળી આવ્યો અને તેનો અંગ્રેજી અનુવાદ C.H.W.John એ ઈ.સ. ૧૯૦૩ પછી (The Oldest Code of Law) પ્રસિદ્ધ કર્યો. આ કાયદાના ઘણાં નિયમો અને પેટાનિયમો મૂસા અ.સ.ની શરીઅત સાથે સમાનતા ધરાવે છે.

જો અત્યાર સુધીના પુરાતત્ત્વોના સંશોધનોના પરિણામો સાચાં હોય તો તેના ઉપરથી આ વાત તદ્દન સ્પષ્ટ થઈ જાય છે કે હઝરત ઈબ્રાહીમ અ.સ.ની કોમમાં શિર્ક માત્ર એક ધાર્મિક માન્યતા અને મૂર્તિપૂજાયુકત ઈબાદતોનો સમૂહ જ ન હતો બલ્કે હકીકતમાં એ કોમની સમગ્ર આર્થિક, સાંસ્કૃતિક, સામાજિક અને રાજકીય જીવનની વ્યવસ્થા આ જ માન્યતા ઉપર આધારિત હતી. આની સામે હઝરત ઈબ્રાહીમ અ.સ. તૌહીદનો સંદેશ લઈને ઉઠયા હતાં તેની અસર માત્ર મૂર્તિપૂજા પર જ પડી ન હતી બલ્કે રાજવીવંશની પૂજનીયતા અને શાસન, પૂજારીઓ અને ઉચ્ચ વર્ગની સામાજિક, આર્થિક અને રાજકીય હેસિયત તેમજ સમગ્ર દેશનું સામૂહિક જીવન તેના પ્રભાવ હેઠળ આવી જતું હતું. તેમના સંદેશનો સ્વીકાર કરવાનો અર્થ એ હતો કે નીચેથી માંડીને ઉપર સુધી,

સમગ્ર સમાજની ઈમારતને ધ્વંસ કરી દેવામાં આવે અને તેને નવેસરથી એક ખુદાના પાયા ઉપર રચવામાં આવે. એટલા જ માટે ઈબ્રાહીમ અ.સ.નો અવાજ બુલંદ થતાં જ સામાન્ય લોકો અને વિશિષ્ટ વર્ગો, પૂજારીઓ અને નમરૂદ, બધાં જ એકી સાથે તેને કચડી નાખવા માટે ઊભા થઈ ગયાં.

(૫૩) અહીં ઈબ્રાહીમ અ.સ.ના શરૂઆતના વિચાર-મંથનની એ પરિસ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે જે નબૂવ્વતના હોદ્દા ઉપર નિમાયા પહેલાં એમના માટે સત્ય સુધી પહોંચવાનું માધ્યમ બની. આમાં દર્શાવવામાં આવ્યું છે કે એક સમજદાર અને સીધો માણસ, કે જેણે સદંતર શિર્કના વાતાવરણમાં આંખો ખોલી હતી, અને જેને તૌહીદનું શિક્ષણ કયાંયથી મળી શકે એમ ન હતું, કેવી રીતે સૃષ્ટિની નિશાનીઓને જોઈને તથા તેની ઉપર ચિંતન -મનન કરીને તેમાંથી સાચી દલીલો વડે સત્ય વાતને જાણવામાં સફળ થઈ ગયો. ઉપર ઈબ્રાહીમ અ.સ.ની કોમની જે સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે તેની ઉપર નજર નાખવાથી જણાઈ આવે છે કે હઝરત ઈબ્રાહીમ અ.સ. જયારે સમજણા થયા હતાં ત્યારે તેમની આસપાસ ચારેય તરફ ચંદ્ર, સૂર્ય અને તારાઓની ખુદાઈના પડઘમ વાગતા હતાં. એટલા માટે સ્વાભાવિક રીતે હઝરત ઈબ્રાહીમ અ.સ.ની સત્યની શોધનો આરંભ આ જ સવાલથી થવો જોઈતો હતો કે શું હકીકતમાં આમાંથી કોઈ રબ એટલે કે માલિક હોઈ શકે છે ? આ જ કેન્દ્રીય સવાલ ઉપર તેમણે ચિંતન-મનન કર્યું અને છેવટે પોતાની કોમના તમામ દેવતાઓને એક અચળ કાનૂન હેઠળ ગુલામોની જેમ ભ્રમણ કરતાં જોઈને તેઓ એ તારણ ઉપર પહોંચ્યાં કે જેના માટે પણ માલિક હોવાનો દાવો કરવામાં આવે છે તેમાંથી કોઈનામાં પણ માલિકીનો અંશમાત્ર નથી, માલિક માત્ર એ જ એક છે જેણે આ તમામને સર્જ્યાં છે અને બંદગી કરવા માટે લાચાર બનાવ્યાં છે.

આ કિસ્સાના શબ્દો ઉપરથી સામાન્ય રીતે લોકોના મગજમાં એક શંકા જન્મે છે. આયતમાં જે કહેવામાં આવ્યું છે કે, જયારે રાત છવાઈ ગઈ ત્યારે તેણે એક તારો જોયો અને જયારે તે આથમી ગયો તો આવું કહ્યું, પછી ચંદ્રને જોયો અને જયારે તે આથમી ગયો તો આવું કહ્યું, પછી સૂર્યને જોયો અને જયારે તે પણ ડૂબી ગયો તો આવું કહ્યું. આના કારણે એક સામાન્ય વાચકના મગજમાં તરત જ આ સવાલ ખટકે છે કે શું બાળપણમાં સમજણા થતાં જ દરરોજ હઝરત ઈબ્રાહીમ અ.સ. ઉપર શું રાત છવાઈ જતી ન હતી અને શું તેઓ દરરોજ ચંદ્ર, તારાઓ અને સૂર્યને ઉદય પામતાં અને આથમતાં જોતા ન હતાં ? દેખીતું છે કે આવું ચિંતન-મનન તો તેમણે સમજણી ઉંમરે પહોંચ્યા પછી જ કર્યું હશે. બીજું, આ કિસ્સો આવી રીતે શા માટે વર્ણવવામાં આવ્યો છે કે જયારે રાત પડી ત્યારે આ જોયું અને દિવસ નીકળ્યો ત્યારે આ જોયું ? જાણે કે આ ખાસ ઘટના પહેલાં તેમને આ વસ્તુઓ જોવાની તક જ મળી ન હતી. જો કે આમ થવું અકલ્પનીય છે. આ શંકા અમુક લોકો માટે એટલી હદે વણઉકલી બની ગઈ કે તેને દૂર કરવા માટેનો કોઈ માર્ગ તેમને આના સિવાય ન દેખાયો કે હઝરત ઈબ્રાહીમ અ.સ.ના જન્મ અને ઉછેર વિષે એક અસાધારણ કિસ્સો ઘડી કાઢે. એટલા માટે એવું કહેવામાં આવે છે કે હઝરત ઈબ્રાહીમ અ.સ.નો જન્મ અને ઉછેર એક ગુફામાં થયો હતો જયાં તેમને સમજણી વયે પહોંચતાં સુધી ચંદ્ર, તારા અને સૂર્યના દર્શનથી દૂર રાખવામાં આવ્યા હતાં, જો કે વાત એકદમ સ્પષ્ટ છે અને તેને સમજવા માટે આ પ્રકારની કોઈ વાર્તાની જરૂર નથી.

ન્યૂટન વિષે ખૂબ જાણીતું છે કે તેણે બગીચામાં એક સફરજનને વૃક્ષ પરથી પડતાં જોયો અને તેનાથી તેનું મગજ અચાનક એ સવાલની તરફ દોરાયું કે વસ્તુઓ જમીન પર જ શા માટે પડતી હોય છે, એટલે સુધી કે વિચારતાં વિચારતાં તે ગુરૂત્વાકર્ષણનો નિયમ પ્રસ્થાપવા સુધી પહોંચી ગયો. સવાલ એ પેદા થાય છે કે શું આ

وَجَّهْتُ وَجْهِيَ لِلَّذِيْ فَطَرَ السَّمٰوٰتِ وَ الْاَرْضَ حَنِيْفًا وَّ مَآ
اَنَا مِنَ الْمُشْرِكِيْنَ ﴿٧٩﴾ وَ حَآجَّهٗ قَوْمُهٗ ؕ قَالَ اَتُحَآجُّوْٓنِّيْ فِي اللّٰهِ
وَ قَدْ هَدٰىنِ ؕ وَ لَآ اَخَافُ مَا تُشْرِكُوْنَ بِهٖٓ اِلَّآ اَنْ يَّشَآءَ رَبِّيْ شَيْـًٔا ؕ
وَسِعَ رَبِّيْ كُلَّ شَيْءٍ عِلْمًا ؕ اَفَلَا تَتَذَكَّرُوْنَ ﴿٨٠﴾ وَ كَيْفَ

---

**એકાગ્ર થઈને મારો ચહેરો એ હસ્તીની તરફ કરી લીધો જેણે ધરતી અને આકાશોને પેદા કર્યાં છે અને હું કદાપિ શિર્ક કરનારા લોકોમાંથી નથી.'' તેની કોમ તેની સાથે ઝઘડવા લાગી ત્યારે તેણે કોમને કહ્યું ''શું તમે લોકો અલ્લાહના મામલામાં મારી સાથે ઝઘડો છો ? જો કે તેણે મને સીધો માર્ગ બતાવી દીધો છે. અને હું તમારા ઠેરવેલાં ભાગીદારોથી ડરતો નથી, હા, જો મારો માલિક કંઈ ઈચ્છે તો એ જરૂર થઈ શકે છે. મારા માલિકનું જ્ઞાન દરેક વસ્તુ ઉપર છવાયેલું છે, પછી શું તમે ભાનમાં નહીં આવો ?[૫૪] અને છેવટે હું તમારા**

---

ઘટના પહેલાં ન્યૂટને કયારેય પણ કોઈ ચીજને જમીન પર પડતી જોઈ ન હતી ? ચોકકસ જોઈ હશે અને વારંવાર જોઈ હશે, તો પછી શું કારણ છે કે એ જ ખાસ તારીખે સફરજન પડવાનું દ્રશ્ય જોઈને ન્યૂટનના મગજમાં એ હલચલ પેદા થઈ જે એની પહેલાં રોજબરોજના એવા જ સેંકડો દ્રશ્યો વડે થઈ ન હતી ? આનો જવાબ જો કોઈ હોય તો આ જ છે કે ચિંતન -મનન કરનાર મગજ હંમેશાં એક પ્રકારના દ્રશ્યોથી એક જ રીતે પ્રભાવિત થતું નથી. ઘણીવાર એવું થાય છે કે માણસ એક વસ્તુને હંમેશાં જોતો હોય છે અને તેના મગજમાં કોઈ હલચલ થતી નથી પરંતુ અમુક સમયે એ જ વસ્તુને જોઈને અચાનક મગજમાં ખટકો થાય છે જેનાથી ચિંતનશક્તિઓ એક ખાસ વિષયની તરફ કામે લાગી જાય છે, અથવા પહેલાંથી કોઈ પ્રશ્નની તપાસમાં મગજ વ્યસ્ત રહેતો હોય છે અને અચાનક રોજબરોજના દ્રશ્યોમાંથી કોઈ એક વસ્તુ ઉપર નજર પડતાં જ ગૂંચનો એ છેડો હાથમાં આવી જાય છે જેનાથી બધી જ ગૂંચવણો ઉકલતી જાય છે. આવો જ મામલો હઝરત ઈબ્રાહીમ અ.સ.ની સાથે પણ બન્યો. રાતો રોજ આવતી હતી અને પસાર થઈ જતી હતી, સૂર્ય અને ચંદ્ર તથા તારા બધા જ આંખોની સામે ઉગતા અને આથમતા હતાં. પરંતુ તે એક ખાસ દિવસ હતો કે જયારે એક તારાના દ્રશ્યે એમના મગજને એ માર્ગે નાખી દીધો જેનાથી અંતમાં તેઓ અલ્લાહની એકતાના કેન્દ્રીય સત્ય સુધી પહોંચીને રહ્યાં. શકય છે કે હઝરત ઈબ્રાહીમ અ.સ.નું મગજ પહેલેથી જ આ સવાલ ઉપર ચિંતન કરી રહ્યું હોય કે જે માન્યતાઓ ઉપર સમગ્ર કોમની જીવનવ્યવસ્થા ચાલી રહી છે તેમાં કેટલી હદ સુધી સચ્ચાઈ છે અને પછી એક તારો એકાએક સામે આવીને મુશ્કેલીના ઉકેલ માટે ચાવીરૂપ બની ગયો હોય, અને એ પણ શકય છે કે તારાના દ્રશ્યથી જ મગજની હલચલનો આરંભ થયો હોય.

اَخَافُ مَاۤ اَشْرَكْتُمْ وَلَا تَخَافُوْنَ اَنَّكُمْ اَشْرَكْتُمْ بِاللّٰهِ
مَا لَمْ يُنَزِّلْ بِهٖ عَلَيْكُمْ سُلْطٰنًا ؕ فَاَيُّ الْفَرِيْقَيْنِ اَحَقُّ
بِالْاَمْنِ ۚ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ۟ۘ ﴿٨١﴾ اَلَّذِيْنَ اٰمَنُوْا وَلَمْ يَلْبِسُوْۤا
اِيْمَانَهُمْ بِظُلْمٍ اُولٰٓئِكَ لَهُمُ الْاَمْنُ وَهُمْ مُّهْتَدُوْنَ ۟ ﴿٨٢﴾




**ઠેરવેલાં ભાગીદારોથી શા માટે ડરૂં કે જ્યારે તમે અલ્લાહ સાથે એ વસ્તુઓને ખુદાઈમાં ભાગીદાર બનાવાતી વખતે ડરતાં નથી જેમના માટે તેણે તમારી ઉપર કોઈ સનંદ ઊતારી નથી ? આપણા બન્ને પક્ષકારોમાંથી કોણ વધુ નિર્ભયતા અને શાંતિનો હક્કદાર છે ? બતાવો જો તમે થોડું પણ જ્ઞાન ધરાવતા હોવ. હકીકતમાં તો શાંતિ તેમના જ માટે છે તેમજ સીધા માર્ગ ઉપર તેઓ જ છે જે ઈમાન લાવ્યાં અને જેમણે તેમના ઈમાનને જુલમ વડે પ્રદૂષિત ન કર્યું.'[૫૫]** (રુકૂઅ-૯)

આના વિષે એક બીજો પણ સવાલ ઊભો થાય છે. જયારે હઝરત ઈબ્રાહીમ અ.સ.એ તારાને જોઈને કહ્યું કે, આ મારો રબ છે, અને જયારે ચંદ્ર અને સૂર્યને જોઈને તેમને પોતાના રબ કહ્યાં, તો શું એ વખતે થોડા સમય માટે પણ જ તેઓ શિર્કમાં પડી ગયા ન હતાં ? આનો જવાબ કે, કોઈ પણ સત્યવાંચ્છુ પોતાની શોધખોળના માર્ગમાં સફર કરતી વખતે વચ્ચેના જે મુકામો ઉપર વિચાર-મનન માટે થોભે છે ત્યારે ખરું મહત્ત્વ એ મુકામોનું નથી હોતું બલ્કે સાચું મહત્ત્વ એ દિશાનું હોય છે જેની તરફ એ આગળ વધી રહ્યો હોય છે, અને એ આખરી મુકામનો હોય છે જયાં પહોંચીને તે થોભે છે. વચ્ચેના મુકામો કોઈપણ સત્યની શોધ માટે અનિવાર્ય છે. એમની ઉપર થોભવું એ સત્યની શોધ માટે હોય છે, નહીં કે તારણ ઉપર પહોંચવા માટે. હકીકતમાં આ થોભવું તે પ્રશ્નના રૂપમાં અને સમજવા માટે હોય છે નહીં કે આખરી તારણ માટે. શોધક જયારે આમાંથી કોઈ મુકામ ઉપર થોભીને કહે છે કે, આવું છે, ત્યારે હકીકતમાં આ તેનો છેલ્લો નિર્ણય નથી હોતો બલ્કે આનો અર્થ આ થાય છે કે, આવું છે ? અને ચકાસણીમાં આનો જવાબ નકારમાં મળતાં તે આગળ વધી જાય છે, એટલા માટે એવું માની લેવું સાવ ખોટું છે કે રસ્તામાં જયાં જયાં તે થોભતો રહ્યો ત્યાં ત્યાં તે ટૂંકાગાળા માટે કુફ્ર અથવા શિર્કમાં પડેલો હતો.

(૫૪) આયતમાં تَذَكُّر તઝક્કુર શબ્દનો ઉપયોગ થયો છે જેનો સાચો અર્થ આ છે કે કોઈ માણસ જો ગફલત અને ભુલાવામાં પડેલો હોય તે અચાનક ચોંકી જઈને એ વસ્તુને યાદ કરી લે જેનાથી તે ગાફેલ થઈ ગયો હતો. એટલા માટે اَفَلَا تَتَذَكَّرُوْنَ અમે અફલા તતઝક્કરૂન નો અનુવાદ આવો કર્યો છે. હઝરત ઈબ્રાહીમ અ.સ.ના કથનનો અર્થ આ હતો કે તમે જે કંઈ કરી રહ્યાં છો તેનાથી તમારો સાચો અને અસલ માલિક બેખબર નથી, તેની જાણકારી તમામ વસ્તુઓને આવરી લે છે, તો શું આ હકીકતથી વાકેફ હોવા છતાં પણ તમને ભાન નહીં આવે?

وَ تِلْكَ حُجَّتُنَاۤ اٰتَيْنٰهَاۤ اِبْرٰهِيْمَ عَلٰى قَوْمِهٖ ؕ نَرْفَعُ دَرَجٰتٍ مَّنْ
نَّشَآءُ ؕ اِنَّ رَبَّكَ حَكِيْمٌ عَلِيْمٌ ﴿۸۳﴾ وَ وَهَبْنَا لَهٗۤ اِسْحٰقَ وَ يَعْقُوْبَ ؕ
كُلًّا هَدَيْنَا ۚ وَ نُوْحًا هَدَيْنَا مِنْ قَبْلُ وَ مِنْ ذُرِّيَّتِهٖ دَاوٗدَ وَ
سُلَيْمٰنَ وَ اَيُّوْبَ وَ يُوْسُفَ وَ مُوْسٰى وَ هٰرُوْنَ ؕ وَ كَذٰلِكَ
نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿۸۴﴾ وَ زَكَرِيَّا وَ يَحْيٰى وَ عِيْسٰى وَ اِلْيَاسَ ؕ

**આ હતી અમારી એ દલીલ જે અમે ઈબ્રાહીમને તેની કોમની સામે આપી. અમે જેને ઈચ્છીએ છીએ ઉચ્ચ દરજ્જા એનાયત કરીએ છીએ. સાચું આ છે કે તમારો માલિક અત્યંત ડહાપણવાળો અને જાણનાર છે.**

**પછી અમે ઈબ્રાહીમને ઈસ્હાક અને યાકૂબ જેવી સંતાન આપી અને દરેકને સીધો માર્ગ દેખાડયો. (એ જ સીધો માર્ગ જે) એ પહેલાં નૂહને દેખાડયો હતો. અને તેના જ વંશમાંથી અમે દાઊદ, સુલૈમાન, ઐયૂબ, યૂસુફ, મૂસા અને હારૂનને (માર્ગદર્શન આપ્યું). આવી રીતે અમે સત્કર્મીઓને તેમના સત્કર્મોનો બદલો આપીએ છીએ. (તેની જ સંતાનમાંથી) ઝકરિય્યા, યહ્યા, ઈસા અને ઈલ્યાસને (માર્ગ દેખાડયો).**

---

**(૫૫)** આ સમગ્ર પ્રવચન એ વાત માટે સાક્ષી આપે છે કે એ કોમ આકાશો અને ધરતીના સર્જનહાર અલ્લાહની હસ્તીનો ઈનકાર કરનારી ન હતી બલ્કે તેનો મૂળ અપરાધ અલ્લાહની સાથે બીજાંને ખુદાઈ ગુણોમાં તથા ખુદાના હક્કોમાં ભાગીદાર ઠરાવી દેવાનો હતો. સૌથી પહેલાં તો હઝરત ઈબ્રાહીમ અ.સ. પોતે જ કહી રહ્યાં છે કે તમે અલ્લાહની સાથે બીજી વસ્તુઓને ભાગીદાર બનાવો છો. બીજું, જેવી રીતે આપ લોકોને સંબોધન કરતી વખતે અલ્લાહનો ઉલ્લેખ કરે છે, આ વર્ણનશૈલી માત્ર એ જ લોકોની સામે અપનાવી શકાય છે જે અલ્લાહના અસ્તિત્ત્વનો ઈનકાર કરનારા ન હોય. એટલા માટે એ તફસીરકર્તાઓનો અભિપ્રાય સાચો નથી જેમણે આ મુકામે અને હઝરત ઈબ્રાહીમ અ.સ.ની બાબતમાં બીજા સ્થળો ઉપર કુર્આનની આયતોની તફસીર એવી ધારણા ઉપર કરી છે કે ઈબ્રાહીમ અ.સ.ની કોમ અલ્લાહનો ઈનકાર કરનારી અથવા તેનાથી અજાણ હતી અને માત્ર તેમના દેવી-દેવતાઓને જ ખુદાઈનો એકમાત્ર માલિક માનતી હતી.

છેલ્લી આયતનું આ વાકય કે, ''જેમણે તેમના ઈમાનને જુલમ વડે પ્રદૂષિત નથી કર્યું,'' આમાં જુલમ શબ્દના કારણે કેટલાક સહાબીઓને ગેરસમજ થઈ હતી કે કદાચ આનો અર્થ ગુન્હો છે. પરંતુ નબી સ.અ.વ.એ જાતે સ્પષ્ટતા કરી દીધી કે હકીકતમાં અહીં જુલમનો અર્થ ''શિર્ક'' છે. એટલા માટે આયતનો અર્થ આ થયો કે જે

كُلٌّ مِّنَ الصّٰلِحِيْنَ ﴿٨٥﴾ وَ اِسْمٰعِيْلَ وَ الْيَسَعَ وَ يُوْنُسَ وَ لُوْطًا ؕ
وَ كُلًّا فَضَّلْنَا عَلَى الْعٰلَمِيْنَ ﴿٨٦﴾ وَ مِنْ اٰبَآئِهِمْ وَ ذُرِّيّٰتِهِمْ وَ
اِخْوَانِهِمْ ۚ وَ اجْتَبَيْنٰهُمْ وَ هَدَيْنٰهُمْ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٨٧﴾
ذٰلِكَ هُدَى اللّٰهِ يَهْدِيْ بِهٖ مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ ؕ وَ لَوْ
اَشْرَكُوْا لَحَبِطَ عَنْهُمْ مَّا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٨٨﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ اٰتَيْنٰهُمُ
الْكِتٰبَ وَ الْحُكْمَ وَ النُّبُوَّةَ ۚ فَاِنْ يَّكْفُرْ بِهَا هٰٓؤُلَآءِ فَقَدْ

**આમાંનો દરેક સત્કર્મી હતો. (તેના જ વંશમાંથી) ઈસ્માઈલ, અલયસઅ અને યૂનુસ અને લૂતને (માર્ગ દેખાડયો). આમાંથી દરેકને અમે દુનિયાના તમામ લોકો ઉપર શ્રેષ્ઠતા એનાયત કરી. આ ઉપરાંત, તેમના બાપદાદા અને તેમની સંતાન અને તેમના ભાઈઓમાંથી ઘણાંને અમે નવાજ્યાં, તેમને મારી સેવા માટે પસંદ કરી લીધાં અને સીધા માર્ગ તરફ તેમનું માર્ગદર્શન કર્યું. આ અલ્લાહનું માર્ગદર્શન છે જેના વડે તે તેના બંદાઓમાંથી જેને ઈચ્છે માર્ગ દેખાડે છે. પરંતુ જો કયાંક તેમણે શિર્ક કર્યું હોત તો તેમનું બધું જ કર્યું-કરાવ્યું નષ્ટ થઈ જાત.[૫૬] એ લોકો હતાં જેમને અમે ગ્રંથ અને હુકમ અને નબૂવ્વત એનાયત કર્યા હતાં.[૫૭] હવે જો આ લોકો તેને માનવાનો ઈનકાર કરતાં હોય તો (પરવા નથી) અમે**

લોકો અલ્લાહને ન માને અને પોતાની આ માન્યતાને કોઈ શિર્કયુકત માન્યતા અને વર્તનથી પ્રદૂષિત ન કરે, શાંતિ અને સલામતી માત્ર તેમના જ માટે છે અને તેઓ જ સીધા રસ્તા ઉપર છે.

આ પ્રસંગે આ પણ જાણી લેવું યોગ્ય થશે કે આ ઘટના કે જે હઝરત ઈબ્રાહીમ અ.સ.ના ભવ્ય પયગમ્બરી જીવનનો આરંભબિંદુ છે, બાઈબલમાં તેને કોઈ સ્થાન મળી શકયું નથી. અલબત્ત, તલમૂદમાં આનો ઉલ્લેખ છે. પરંતુ તેમાં બે વાતો કુર્આન કરતાં અલગ છે. એક આ કે તે હઝરત ઈબ્રાહીમ અ.સ.ની સત્યશોધને સૂર્યથી શરૂ કરીને તારાઓ સુધી અને પછી ખુદા સુધી લઈ જાય છે. બીજું, એ કહે છે કે હઝરત ઈબ્રાહીમ અ.સ.એ જયારે સૂર્યને هٰذَا رَبِّيْ કહ્યો તો સાથે જ તેની પૂજા પણ કરી નાખી અને આવી જ રીતે ચંદ્રને પણ તેમણે هٰذَا رَبِّيْ કહીને તેની પૂજા કરી.

(૫૬) એટલે કે જે શિર્કમાં તમે પડેલાં છો તેમાં જ જો તેઓ પણ પડેલાં હોત તો આ દરજ્જાને કદાપિ પામી શકયાં ન હોત. શકય હતું કે એક માણસ સફળ ડાકૂગીરી કરીને વિજેતાની હેસિયતથી ખ્યાતિ પામી લેત,

وَ كَّلْنَا بِهَا قَوْمًا لَّيْسُوْا بِهَا بِكٰفِرِيْنَ ﴿٨٩﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ هَدَى اللّٰهُ
فَبِهُدٰىهُمُ اقْتَدِهْ ؕ قُلْ لَّآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ اَجْرًا ؕ اِنْ هُوَ اِلَّا ذِكْرٰى
لِلْعٰلَمِيْنَ ﴿٩٠﴾ ع وَمَا قَدَرُوا اللّٰهَ حَقَّ قَدْرِهٖٓ اِذْ قَالُوْا مَآ اَنْزَلَ اللّٰهُ عَلٰى بَشَرٍ
مِّنْ شَيْءٍ ؕ قُلْ مَنْ اَنْزَلَ الْكِتٰبَ الَّذِيْ جَآءَ بِهٖ مُوْسٰى نُوْرًا وَّ هُدًى




**કેટલાક બીજા લોકોને આ નિયામત સોંપી દીધી છે, જે આનો ઇનકાર કરનારાં નથી.[૫૮] હે મુહમ્મદ ! એ જ લોકો અલ્લાહના તરફથી માર્ગદર્શન પામેલા હતાં, તેમના જ માર્ગે તમે ચાલો, અને કહી દો કે હું (આ પ્રચાર અને માર્ગદર્શન આપવાના) કાર્ય બદલ તમારી પાસેથી કોઈ વળતરનો માગનાર નથી. આ તો એક જાહેર શિખામણ છે તમામ જગતના લોકો માટે. (રુકૂઅ-૧૦)**

**આ લોકોએ અલ્લાહ વિષે ઘણો ખોટો ખ્યાલ બાંધ્યો જ્યારે કહ્યું કે અલ્લાહે કોઈ મનુષ્ય ઉપર કશું ઊતાર્યું નથી.[૫૯] આમને પૂછો, તો એ ગ્રંથ જેને મૂસા લાવ્યો હતો, જે તમામ મનુષ્યો માટે પ્રકાશ અને**

અથવા ધન ભેગું કરવામાં ખૂબ ઊંચું સ્થાન મેળવીને કારૂનની જેમ પ્રખ્યાત થઈ જાત, અથવા બીજા કોઈ રૂપમાં દુનિયાના દુરાચારી લોકોમાં કુખ્યાત દુરાચારી બની જાત. પરંતુ આ માર્ગદર્શનના સરદાર તથા સંયમીઓના સરદાર હોવાનું બહુમાન, તથા તમામ દુનિયા માટે ભલાઈ અને કલ્યાણનું સ્રોત હોવાનું સ્થાન તો કોઈ પણ ન પામી શકત જો શિર્કથી દૂર અને શુદ્ધ ખુદાપરસ્તીના માર્ગ ઉપર મકકમ ન હોત.

(૫૭) અહીં નબીઓ અ.સ.ને ત્રણ વસ્તુઓ એનાયત કરવા અંગેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એક ગ્રંથ એટલે કે અલ્લાહનો કાનૂન સંગ્રહ. બીજો હુકમ, એટલે કે આ કાનૂનનું સાચું અર્થઘટન અને તેના સિદ્ધાંતોને જીવનના વ્યવહારમાં લાગુ કરવાની લાયકાત અને જીવનની સમસ્યાઓમાં નિર્ણાયક મત સ્થાપવાની ખુદાએ બક્ષેલી લાયકાત. ત્રીજું નબૂવ્વત, એટલે કે એ હોદ્દો કે તે આ કાનૂન સંગ્રહ પ્રમાણે અલ્લાહની મખ્લૂકનું દુનિયાના લોકોનું માર્ગદર્શન કરે.

(૫૮) આનો અર્થ આ છે કે જો આ કાફિરો અને મુશ્રિકો અલ્લાહના આ કાનૂનને સ્વીકારવાનો ઇનકાર કરતા હોય તો ભલે કરે, અમે ઈમાનવાળાઓનો એક એવો સમુદાય ઊભા કરી દીધો છે જે આ નિયામતની કદર કરનાર છે.

(૫૯) આગળના વર્ણન તથા ત્યારપછીના જવાબી પ્રવચન ઉપરથી સ્પષ્ટપણે સમજાય છે કે આ કથન યહૂદીઓનું હતું. કેમ કે નબી સ.વ.અ.એ એવો દાવો કર્યો હતો કે, હું નબી છું અને મારી ઉપર ગ્રંથ ઉતર્યો છે, એટલા માટે સ્વાભાવિક રીતે કુરૈશના કાફિરો અને અરબસ્તાનના અન્ય મુશ્રિકો આ દાવાની ચકાસણી માટે

لِلنَّاسِ تَجْعَلُوْنَهٗ قَرَاطِيْسَ تُبْدُوْنَهَا وَ تُخْفُوْنَ كَثِيْرًا ۚ وَ
عُلِّمْتُمْ مَّا لَمْ تَعْلَمُوْٓا اَنْتُمْ وَلَآ اٰبَآؤُكُمْ ؕ قُلِ اللّٰهُ ۙ ثُمَّ ذَرْهُمْ
فِيْ خَوْضِهِمْ يَلْعَبُوْنَ ﴿٩١﴾ وَ هٰذَا كِتٰبٌ اَنْزَلْنٰهُ مُبٰرَكٌ مُّصَدِّقُ
الَّذِيْ بَيْنَ يَدَيْهِ وَ لِتُنْذِرَ اُمَّ الْقُرٰى وَ مَنْ حَوْلَهَا ؕ

**માર્ગદર્શન હતો, જેને તમે ટુકડાં કરીને રાખો છો, થોડો દેખાડો છો અને ઘણોભાગ છુપાવી દો છો, અને જેના વડે તમને એ જ્ઞાન આપવામાં આવ્યું જે ન તો તમારી પાસે હતું, ન તો તમારા બાપદાદાની પાસે હતું, છેવટે તેનો ઊતારનાર કોણ હતો ?[૬૦] — માત્ર આટલું કહી દો કે અલ્લાહ, પછી તેમને તેમની દલીલબાજીઓ સાથે રમવા માટે છોડી દો. (એ જ ગ્રંથની જેમ) આ એક ગ્રંથ છે જેને અમે ઊતાર્યો છે, ખૂબ જ ભલાઈઓ અને બરકતોવાળો છે. એ વસ્તુનું સમર્થન કરે છે જે આની પહેલાં આવી હતી અને એટલા માટે ઉતારવામાં આવ્યો છે કે આના વડે તમે વસ્તીઓના આ કેન્દ્રીયસ્થાન (એટલે કે મક્કા) અને તેની આસપાસના રહેવાસીઓને ચેતવો.**

યહૂદીઓ અને ખ્રિસ્તીઓ પાસે જતા હતાં અને તેમને પૂછતા હતાં કે, તમે પણ ગ્રંથવાળા છો, પયગમ્બરોને માનો છો, તો બતાવો કે શું ખરેખર આ માણસ ઉપર અલ્લાહનો ગ્રંથ ઉતર્યો છે ? અને પછી જયારે તેઓ જે કંઈ જવાબ આપતા તેને નબી સ.અ.વ.ના સક્રિય વિરોધીઓ ઠેરઠેર સંભળાવીને લોકોને પાછા વાળી દેતા હતાં, તેથી અહીં યહૂદીઓના આ કથનને, જેને ઈસ્લામના વિરોધીઓએ દલીલ બનાવી લીધેલું હતું, નોંધીને તેનો જવાબ આપવામાં આવી રહ્યો છે.

એવી શંકા કરી શકાય કે એક યહૂદી, કે જે પોતે તૌરાતને ખુદા તરફથી ઉતરેલા ગ્રંથ તરીકે માને છે, તે એવું કઈ રીતે કહી શકે કે ખુદાએ કોઈ મનુષ્ય ઉપર કશું ઊતાર્યું નથી. પરંતુ આ શંકા સાચી નથી કેમ કે જિદ્દીપણા અને હઠાગ્રહના કારણે ઘણી વખતે માણસ બીજા લોકોની સાચી વાતોને રદ કરી દેવા માટે એવી વાતો પણ બોલી નાખે છે જેનાથી તેની પોતાની મજબૂત સચ્ચાઈઓ ઉપર પણ પ્રહાર થાય છે. આ લોકો નબી સ.અ.વ.ની નબૂવ્વતને રદ કરવામાં લાગેલા હતાં અને તેમના વિરોધના ઉત્સાહમાં એટલી હદે આંધળાં બની જતા હતાં કે નબી સ.અ.વ. ની પયગમ્બરીને રદ કરવામાં ખુદ પયગમ્બરીને જ રદ કરી દેતા હતાં.

અને એમ કહેવામાં આવ્યું છે કે લોકોએ અલ્લાહ વિષે બહુ જ ખોટું અનુમાન કર્યું. જયારે એમ બોલ્યાં, ત્યારે આનો અર્થ આ છે કે તેમણે અલ્લાહના ડહાપણ અને શક્તિ વિષે અનુમાન કરવામાં ભૂલ કરી છે. જે માણસ એમ કહે છે કે ખુદાએ કોઈ મનુષ્ય ઉપર સત્યજ્ઞાન અને જીવનનો કાનૂન ઊતાર્યો જ નથી તે કાં તો મનુષ્યો ઉપર વહીના ઊતરાણને અશકય માને છે, અને આ ખુદાની શક્તિ વિષે ખોટું અનુમાન છે, અથવા તે એમ માને

وَ الَّذِیۡنَ یُؤۡمِنُوۡنَ بِالۡاٰخِرَۃِ یُؤۡمِنُوۡنَ بِہٖ وَ ہُمۡ عَلٰی صَلَاتِہِمۡ
یُحَافِظُوۡنَ ﴿۹۲﴾ وَ مَنۡ اَظۡلَمُ مِمَّنِ افۡتَرٰی عَلَی اللّٰہِ کَذِبًا اَوۡ قَالَ
اُوۡحِیَ اِلَیَّ وَ لَمۡ یُوۡحَ اِلَیۡہِ شَیۡءٌ وَّ مَنۡ قَالَ سَاُنۡزِلُ مِثۡلَ مَاۤ اَنۡزَلَ
اللّٰہُ ؕ وَ لَوۡ تَرٰۤی اِذِ الظّٰلِمُوۡنَ فِیۡ غَمَرٰتِ الۡمَوۡتِ وَ الۡمَلٰٓئِکَۃُ

**જે લોકો આખિરતમાં માને છે તેઓ આ ગ્રંથ ઉપર ઈમાન લાવે છે, તેમની હાલત આ છે કે તેમની નમાઝોનું રક્ષણ કરે છે.[૬૧] અને એ માણસ કરતાં મોટો અત્યાચારી બીજો કોણ હશે જે અલ્લાહ ઉપર ખોટી તહોમત મૂકે, અથવા કહે કે મારી ઉપર વહી આવી છે જો કે તેની ઉપર કોઈ વહી ઉતારવામાં આવી ન હોય, અથવા જે અલ્લાહની ઊતારેલી વસ્તુના મુકાબલામાં કહે કે હું પણ આવી વસ્તુ ઊતારીને દેખાડી દઈશ ? કદાચ તમે અત્યાચારીઓને એ હાલતમાં જોઈ શકો જ્યારે કે તેઓ મોતની બેહોશીમાં ડૂબકીઓ ખાઈ રહ્યાં હોય છે અને ફરિશ્તા**

છે કે ખુદાએ મનુષ્યને બુદ્ધિનું હથિયાર અને તેના ઉપયોગના હક્કો તો આપી દીધાં પરંતુ તેને સાચું માર્ગદર્શન આપવાની કોઈ વ્યવસ્થા ન કરી, બલ્કે તેને દુનિયામાં આડેધડ કામ કરવા માટે છોડી દીધો અને આ ખુદાના ડહાપણ વિષે ખોટું અનુમાન છે.

(૬૦) આ જવાબ કેમકે યહૂદીઓને આપવામાં આવી રહ્યો છે તેથી મૂસા અ.સ. ઉપર તૌરાતના ઊતરાણને દલીલના રૂપમાં રજૂ કરવામાં આવ્યું છે કારણ કે તેઓ પોતે તેમાં માનતા હતાં. દેખીતું છે કે તેમનું એમ માનવું કે, હઝરત મૂસા અ.સ. ઉપર તૌરાત ઉતરી હતી, તેમના આ કથનને આપોઆપ રદ કરી દે છે કે કોઈ મનુષ્ય ઉપર કશું ઊતર્યું નથી. આ ઉપરાંત, આનાથી ઓછામાં ઓછું એટલું તો પુરવાર થઈ જ જાય છે કે, મનુષ્ય ઉપર અલ્લાહનો ગ્રંથ ઊતરી શકે છે અને ઊતરી ચૂકયો છે.

(૬૧) પહેલી દલીલ આ વાતના પુરાવારૂપે હતી કે મનુષ્યો ઉપર ખુદાનો ગ્રંથ ઊતરી શકે છે અને ખરેખર તેનો અમલ થયો છે. હવે આ બીજી દલીલ એ વાતનો પુરાવો છે કે, આ ગ્રંથ કે જે મુહમ્મદ સ.અ.વ. ઉપર ઊતર્યો છે, તે ખુદાનો જ ગ્રંથ છે. આ હકીકતને પુરવાર કરવા માટે ચાર વસ્તુઓ સાક્ષીના રૂપમાં રજૂ કરવામાં આવી છે :

એક આ કે, આ ગ્રંથ ખૂબ જ ભલાઈઓ અને બરકતવાળું છે, એટલે કે આની અંદર માનવીની ભલાઈ અને કલ્યાણ માટે ઉત્તમ નિયમો પ્રસ્તુત કરવામાં આવ્યાં છે. સાચી માન્યતાઓનું શિક્ષણ છે, ભલાઈઓ માટે પ્રોત્સાહન છે, શ્રેષ્ઠ નીતિમત્તાની શિખામણ છે, પવિત્ર જીવન જીવવાનો આદેશ છે, અને આ ઉપરાંત, આ અજ્ઞાન, સ્વાર્થ, સંકુચિત દ્રષ્ટિ, જુલમ, નિર્લજ્જતા અને બીજી એ બૂરાઈઓથી, કે જેનો ઢગલો તમે તમારા

بَاسِطُوْٓا اَيْدِيْهِمْ ۚ اَخْرِجُوْٓا اَنْفُسَكُمْ ؕ اَلْيَوْمَ تُجْزَوْنَ عَذَابَ
الْهُوْنِ بِمَا كُنْتُمْ تَقُوْلُوْنَ عَلَى اللّٰهِ غَيْرَ الْحَقِّ وَ كُنْتُمْ عَنْ اٰيٰتِهٖ
تَسْتَكْبِرُوْنَ ﴿۹۳﴾ وَ لَقَدْ جِئْتُمُوْنَا فُرَادٰى كَمَا خَلَقْنٰكُمْ اَوَّلَ مَرَّةٍ
وَّ تَرَكْتُمْ مَّا خَوَّلْنٰكُمْ وَرَآءَ ظُهُوْرِكُمْ ۚ وَ مَا نَرٰى مَعَكُمْ
شُفَعَآءَكُمُ الَّذِيْنَ زَعَمْتُمْ اَنَّهُمْ فِيْكُمْ شُرَكٰٓؤُا ؕ لَقَدْ
تَّقَطَّعَ بَيْنَكُمْ وَ ضَلَّ عَنْكُمْ مَّا كُنْتُمْ تَزْعُمُوْنَ ﴿۹۴﴾ ع اِنَّ اللّٰهَ
فَالِقُ الْحَبِّ وَ النَّوٰى ؕ يُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَ مُخْرِجُ




**હાથ લાંબા કરી કરીને કહી રહ્યાં હોય છે કે ''લાવો, કાઢો તમારા પ્રાણ, આજે તમને એ વાતોના બદલામાં અપમાનની પીડા આપવામાં આવશે જે તમે અલ્લાહ ઉપર તહોમત મૂકીને નાહક બકતા રહેતા હતાં અને તેની આયતોની સામે વિદ્રોહ કરતા હતાં.'' (અને અલ્લાહ કહેશે) ''લો હવે તમે એવા જ એકલા અમારી સમક્ષ હાજર થઈ ગયાં જેવા અમે તમને પહેલી વખત એકલા પેદા કર્યા હતાં, જે કંઈ અમે દુનિયામાં તમને આપ્યું હતું તે બધું તમે પાછળ મૂકી આવ્યાં છો, અને હવે અમે તમારી સાથે તમારા એ ભલામણકર્તાઓને પણ જોતાં નથી જેમના વિષે તમે માનતા હતાં કે તમારા કામ પાર પાડવામાં તેમનો પણ કંઈક ફાળો છે, તમારા પરસ્પરના બધા સંપર્કો તૂટી ગયાં અને એ બધાં તમને છોડી ગયાં જેમનો તમે ગુમાન ધરાવતા હતાં.' (રુકૂઅ-૧૧)**

**દાણા અને ગોટલીનો ફાડનાર અલ્લાહ છે.[૬૨] એ જ સજીવને નિર્જીવમાંથી કાઢે છે અને એ જ નિર્જીવને**

પવિત્ર ગ્રંથોના સંગ્રહોમાં ભરી રાખ્યો છે, બિલકુલ મુકત છે.

બીજું આ કે, આની પહેલાં ખુદા તરફથી જે કાનૂન આવ્યા હતાં આ ગ્રંથ તેમનાથી અલગ હટીને કોઈ ભિન્ન કાનૂન રજૂ કરતો નથી બલ્કે એ જ વસ્તુનું સમર્થન કરે છે અને ટેકો આપે છે જે તેમાં રજૂ કરવામાં આવી હતી.

ત્રીજું આ કે, આ ગ્રંથ એ જ હેતુ માટે ઊતર્યો છે જે કોઈપણ જમાનામાં અલ્લાહ તરફથી ગ્રંથોના ઊતરાણનો રહ્યો છે, એટલે કે ગફલતમાં પડેલા લોકોને સાવચેત કરવાં અને આડે રસ્તે જવાના દુષ્પરિણામોથી

الْمَيِّتِ مِنَ الْحَيِّ ۭ ذٰلِكُمُ اللّٰهُ فَاَنّٰى تُؤْفَكُوْنَ ﴿٩٥﴾ فَالِقُ الْاِصْبَاحِ ۚ
وَجَعَلَ الَّيْلَ سَكَنًا وَّالشَّمْسَ وَالْقَمَرَ حُسْبَانًا ۭ ذٰلِكَ
تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ ﴿٩٦﴾ وَهُوَ الَّذِيْ جَعَلَ لَكُمُ النُّجُوْمَ
لِتَهْتَدُوْا بِهَا فِيْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ ۭ قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ
يَّعْلَمُوْنَ ﴿٩٧﴾ وَهُوَ الَّذِيْٓ اَنْشَاَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ
فَمُسْتَقَرٌّ وَّمُسْتَوْدَعٌ ۭ قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ يَّفْقَهُوْنَ ﴿٩٨﴾

**સજીવમાંથી બહાર કાઢે છે.[૬૩] આ તમામ કામો કરનાર તો અલ્લાહ છે, પછી તમે કયાં બહેકતા જઈ રહ્યાં છો ? રાતના પડદાને ચીરીને એ જ પ્રભાત કાઢે છે. તેણે જ રાતને શાંતિનો સમય બનાવ્યો છે. તેણે જ ચંદ્ર અને સૂર્યના ઉદય અને અસ્તનો હિસાબ નક્કી કર્યો છે. આ બધું એ જ જોરાવર અને જ્ઞાન ધરાવનારની ઠેરવેલી યોજનાઓ છે અને એ જ છે જેણે તમારા માટે તારાઓને ભૂમિ અને સમુદ્રના અંધારાંમાં રસ્તો જાણવા માટેના માધ્યમ બનાવ્યાં. જુઓ, અમે નિશાનીઓ ખોલીને વર્ણવી દીધી છે એ લોકો માટે જે જ્ઞાન ધરાવે છે.[૬૪] અને એ જ છે જેણે એક મનુષ્યમાંથી તમને પેદા કર્યા[૬૫] પછી દરેકના માટે એક ઠેકાણું છે અને એક તેને સોંપવા માટેનું સ્થાળ. આ નિશાનીઓ અમે સ્પષ્ટ કરી દીધી છે એ લોકો માટે જે બુદ્ધિધરાવે છે.[૬૬]**

સાવધ કરવાં.

ચોથું આ કે, આ ગ્રંથના સંદેશે માનવ સમુદાયમાંથી એ લોકોને આવરી લીધેલાં નથી જે ભૌતિકવાદી અને મનની ઈચ્છાઓના ગુલામ છે, બલ્કે એવા લોકોને પોતાની આસપાસ એકઠાં કર્યાં છે જેમની દ્રષ્ટિ દુનિયાના જીવનની સંકુચિત સીમાઓથી આગળ સુધી જાય છે, અને પછી આ ગ્રંથથી પ્રભાવિત થયા પછી જે ક્રાંતિ એમના જીવનમાં દેખાઈ છે તેની સૌથી વધારે સ્પષ્ટ નિશાની આ છે કે તેઓ માનવ સમુદાયની વચ્ચે તેમની ખુદાપરસ્તીના કારણે જુદા તરી આવે છે. શું આ ગુણો અને આ પરિણામો કોઈ એવા ગ્રંથના હોઈ શકે છે જેને કોઈ જુઠ્ઠા માણસે ઉપજાવી કાઢ્યો હોય અને જે પોતાના પુસ્તકને ખુદાના નામે ચઢાવવાની અત્યંત અપરાધપૂર્ણ હિંમત પણ કરી નાખે ?

(૬૨) એટલે કે ધરતીના પડોમાંથી બીજને ફાડીને તેમાંથી વૃક્ષની કૂંપળો કાઢનાર.

(૬૩) જીવતાંને મરેલામાંથી કાઢવાનો અર્થ, નિર્જીવ તત્ત્વોમાંથી સજીવ જાતિઓ પેદા કરવાનો છે

وَهُوَ الَّذِيْٓ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً ۚ فَاَخْرَجْنَا بِهٖ نَبَاتَ كُلِّ شَيْءٍ
فَاَخْرَجْنَا مِنْهُ خَضِرًا نُّخْرِجُ مِنْهُ حَبًّا مُّتَرَاكِبًا ۚ وَمِنَ النَّخْلِ مِنْ
طَلْعِهَا قِنْوَانٌ دَانِيَةٌ وَّجَنّٰتٍ مِّنْ اَعْنَابٍ وَّالزَّيْتُوْنَ وَالرُّمَّانَ
مُشْتَبِهًا وَّغَيْرَ مُتَشَابِهٍ ؕ اُنْظُرُوْٓا اِلٰى ثَمَرِهٖٓ اِذَآ اَثْمَرَ وَيَنْعِهٖ ؕ
اِنَّ فِيْ ذٰلِكُمْ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٩٩﴾ وَجَعَلُوْا لِلّٰهِ شُرَكَآءَ الْجِنَّ

**અને એ જ છે જેણે આકાશમાંથી પાણી વરસાવ્યું, પછી તેના વડે દરેક પ્રકારની વનસ્પતિ ઉગાડી, પછી તેના વડે હરિયાળાં ખેતરો અને વૃક્ષો પેદા કર્યાં, પછી તેમાંથી થર ઉપર થર ચઢેલાં દાણાં કાઢયાં અને ખજૂરની કળીઓમાંથી ફળોના ઝૂમખાં પેદા કર્યાં જે ભારના લીધે લચી પડે છે, અને દ્રાક્ષ, જૈતૂન અને અનારના બાગ ઉગાડયાં જેમનાં ફળ એકબીજાંને મળતાં પણ છે અને પછી દરેકની વિશિષ્ટતાઓ જુદી જુદી પણ છે. આ વૃક્ષો ઉપર જ્યારે ફળ લાગે છે ત્યારે તેમાં ફળ આવવાની અને ત્યારપછી તેમના પાકવાની પ્રક્રિયા જરા ધ્યાનપૂર્વક અવલોકન કરો, આ વસ્તુઓમાં નિશાનીઓ છે એ લોકો માટે જે ઈમાન લાવે છે. આમ છતાં પણ લોકોએ જિન્નાતોને અલ્લાહનાં ભાગીદાર ઠેરવી દીધાં,[૬૭]**

અને મરેલાને જીવતામાંથી કાઢવાનો અર્થ સજીવ શરીરોમાંથી નિર્જીવ તત્ત્વોને બહાર કાઢવાનો છે.

(૬૪) એટલે કે આ હકીકતની નિશાનીઓ કે ખુદા માત્ર એક છે, બીજો કોઈ ખુદાઈ ગુણો ધરાવતો નથી, ન તો ખુદાઈના અધિકારોમાં ભાગીદાર છે, ન તો ખુદાઈના હક્કોમાંથી કોઈ હકકનો હકકદાર છે. પરંતુ આ નિશાનીઓ અને ચિહ્નો વડે સત્ય સુધી પહોંચવું અજ્ઞાન લોકોની શક્તિ બહારનું છે. આ દોલતનો ફાયદો એ જ લોકો ઉઠાવી શકે છે જે જ્ઞાનના માર્ગે ચાલીને સૃષ્ટિના ચિહ્નોનું અવલોકન કરે છે.

(૬૫) એટલે કે માનવવંશનો આરંભ એક મનુષ્યમાંથી કર્યો.

(૬૬) એટલે કે માનવજાતિનું સર્જન, અને તેમની અંદર પુરૂષ અને સ્ત્રીનો ભેદ, અને સ્ત્રી-પુરૂષના સંભોગ દ્વારા તેની વૃદ્ધિ, અને માતાના ગર્ભમાં મનુષ્યના બાળકનું બીજ પ્રસ્થાપિત થયા પછીથી જમીનમાં તેને સોંપવામાં આવે ત્યાં સુધી તેના જીવનના વિવિધ તબક્કાઓ ઉપર જો નજર નાખવામાં આવે તો તેમાં અસંખ્ય ખુલ્લી નિશાનીઓ માણસની સામે આવશે જેનાથી તે એ સત્યને ઓળખી શકે છે જે ઉપર વર્ણવવામાં આવ્યું છે. પરંતુ આ નિશાનીઓ વડે એ જ્ઞાન મેળવવું માત્ર એ જ લોકોનું કામ છે જે બુદ્ધિનો ઉપયોગ કરે. પશુઓની જેમ જીવતાં લોકો કે જે માત્ર તેમની ઇચ્છાઓ સાથે જ અને તેમને પૂરી કરવાના ઉપાયો સાથે જ સંબંધ ધરાવે છે, આ

રુકૂઅ ૧૨

وَخَلَقَهُمْ وَخَرَقُوْا لَهٗ بَنِيْنَ وَبَنٰتٍۭ بِغَيْرِ عِلْمٍ ؕ سُبْحٰنَهٗ وَتَعٰلٰى
عَمَّا يَصِفُوْنَ ۧ ﴿١٠٠﴾ بَدِيْعُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ اَنّٰى يَكُوْنُ لَهٗ وَلَدٌ
وَّلَمْ تَكُنْ لَّهٗ صَاحِبَةٌ ؕ وَخَلَقَ كُلَّ شَيْءٍ ۚ وَهُوَ بِكُلِّ شَيْءٍ
عَلِيْمٌ ﴿١٠١﴾ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ ۚ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ خَالِقُ كُلِّ شَيْءٍ
فَاعْبُدُوْهُ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ وَّكِيْلٌ ﴿١٠٢﴾ لَا تُدْرِكُهُ الْاَبْصَارُ ۫
وَهُوَ يُدْرِكُ الْاَبْصَارَ ۚ وَهُوَ اللَّطِيْفُ الْخَبِيْرُ ﴿١٠٣﴾ قَدْ جَآءَكُمْ
بَصَآئِرُ مِنْ رَّبِّكُمْ ۚ فَمَنْ اَبْصَرَ فَلِنَفْسِهٖ ۚ وَمَنْ عَمِيَ فَعَلَيْهَا ؕ وَ

**જો કે તે તેમનો પેદા કરનાર છે અને કંઈપણ જાણ્યાં-સમજ્યા વિના તેના માટે પુત્રો અને પુત્રીઓ ઘડી કાઢી,[૬૮] જો કે તે પાક અને પર છે એ વાતોથી જે આ લોકો કહે છે. (રુકૂઅ-૧૨) એ તો આકાશો અને ધરતીનો અનોખો નિર્માતા છે. તેનો કોઈ પુત્ર કેવી રીતે હોઈ શકે કે જ્યારે કોઈ તેની જીવનસાથી જ નથી. તેણે દરેક વસ્તુને પેદા કરી છે અને તે દરેક વસ્તુની જાણકારી ધરાવે છે. આ છે અલ્લાહ તમારો માલિક, કોઈ ખુદા તેના સિવાય નથી, દરેક વસ્તુનો સર્જક, એટલા માટે તમે તેની બંદગી કરો અને તે દરેક વસ્તુનો જવાબદાર છે. નજરો તેને પામી શકતી નથી અને તે નજરોને પામી જાય છે, તે અત્યંત સુક્ષ્મદ્રષ્ટિવાળો અને માહિતગાર છે.**

**જુઓ, તમારી પાસે તમારા માલિક તરફથી દ્રષ્ટિનો પ્રકાશ આવી ગયો છે, હવે જે દ્રષ્ટિશક્તિનો ઉપયોગ કરશે તે પોતાનું જ ભલું કરશે અને જે આંધળો બનશે, પોતે જ નુકસાન ઉટાવશે, હું**

નિશાનીઓમાં કશું જ જોઈ શકતાં નથી.

(૬૭) એટલે કે તેમની કલ્પના અને અનુમાન વડે એવું ઠરાવી દીધું કે સૃષ્ટિની વ્યવસ્થામાં તથા માનવીના ભાગ્યને સુધારવા અને બગાડવામાં અલ્લાહની સાથે બીજી ગેબી હસ્તીઓ પણ સામેલ છે, કોઈ વરસાદનો દેવ છે, તો કોઈ વનસ્પતિની પેદાશનો, કોઈ ધનની દેવી છે, તો કોઈ રોગોની, વગેરે આ બેહુદી વાતો છે. આ પ્રકારની ખોટી માન્યતાઓ દુનિયાની તમામ મુશ્રિક કોમોમાં આત્માઓ, શૈતાનો, રાક્ષસો, દેવતાઓ અને દેવીઓ વિષે જોવામાં આવ્યાં છે.

(૬૮) અરબસ્તાનના અજ્ઞાન લોકો ફરિશ્તાઓને ખુદાની પુત્રીઓ કહેતા હતાં. આવી જ રીતે

مَآ اَنَا عَلَيۡكُمۡ بِحَفِيۡظٍ ۝١٠٤ وَكَذٰلِكَ نُصَرِّفُ الۡاٰيٰتِ وَلِيَـقُوۡلُوۡا دَرَسۡتَ
وَلِنُبَيِّنَهٗ لِقَوۡمٍ يَّعۡلَمُوۡنَ ۝١٠٥ اِتَّبِعۡ مَاۤ اُوۡحِىَ اِلَيۡكَ مِنۡ رَّبِّكَ‌ ۚ

**તમારી ઉપર કોઈ ચોકિયાત નથી.[૬૯]**

**આવી રીતે અમે અમારી આયતોને વારંવાર જુદી જુદી રીતે વર્ણવીએ છીએ અને એટલા માટે વર્ણવીએ છીએ કે આ લોકો કહે "તમે કોઈની પાસેથી ભણીને આવ્યાં છો, અને જે લોકો જ્ઞાન ધરાવે છે તેમની સમક્ષ અમે હકીકતને ખોલી દઈએ.[૭૦] હે મુહમ્મદ ! એ વહીનું અનુસરણ કર્યે જાઓ જે તમારી ઉપર તમારા માલિક તરફથી ઊતરી છે**

દુનિયાની બીજી મુશ્રિક કોમોએ પણ ખુદામાંથી વંશ ચલાવેલો છે, અને પછી દેવી -દેવતાઓનો એક વિશાળ વંશવેલો પોતાની કલ્પના વડે ઊભો કરી દીધો છે.

(૬૯) આ વાકય જો કે અલ્લાહનું જ કથન છે પરંતુ નબી સ.અ.વ. તરફથી કહેવામાં આવી રહ્યું છે. કુર્આનેમજીદમાં જેવી રીતે શ્રોતાઓ વારંવાર બદલાય છે, કોઈ વખતે નબી સ.અ.વ.ને સંબોધન કરવામાં આવે છે તો કયારેક ઈમાનવાળાઓને, કોઈ વખતે ગ્રંથવાળાઓને સંબોધન કરવામાં આવે છે, તો કયારેક કાફિરો અને મુશ્રિકોને, કોઈ વખતે કુરૈશના લોકોને સંબોધન કરવામાં આવે છે તો કયારેક આરબો તથા સામાન્ય લોકોને, જો કે અસલ આશય સમગ્ર માનવજાતિનું માર્ગદર્શન કરવાનું છે, આવી જ રીતે વકતા પણ વારંવાર બદલાય છે, એટલે કે કયાંક વકતા ખુદા હોય છે, કયાંક વહી લાવનાર ફરિશ્તો હોય છે, કયાંક ફરિશ્તાઓનો સમૂહ હોય છે, કયાંક નબી સ.અ.વ. અને ઈમાનવાળાઓ છે. જો કે આ તમામ સંજોગોમાં કલામ એ જ એક ખુદાનો કલામ હોય છે.

"હું તમારી ઉપર કોઈ ચોકિયાત નથી." એટલે કે મારું કામ તો માત્ર આટલું જ છે કે આ પ્રકાશને તમારી સમક્ષ રજૂ કરી દઉં. ત્યારપછી આંખો ઉઘાડીને જોવું કે ન જોવું એ તમારૂં પોતાનું કામ છે. મને એ કામ સોંપવામાં આવ્યું નથી કે જેમણે જાતે આંખો મીંચી લીધી છે તેમની આંખો બળપૂર્વક ઉઘાડું અને તેઓ જે કંઈ જોતાં નથી તે તેમને દેખાડીને જ રહું.

(૭૦) આ એ જ વાત છે જે સૂરઃ બકરહના ત્રીજા રુકૂઅમાં કહેવામાં આવી છે. મચ્છર અને કરોળિયા વગેરે વસ્તુઓની ઉપમાઓ સાંભળીને સત્યના ચાહકો તો એ સત્યને પામી લે છે જે આ ઉપમાઓ વડે કહેવામાં આવ્યું છે. પરંતુ જેમની ઉપર નકારનો પૂર્વગ્રહ છવાયેલો હોય છે તેઓ કટાક્ષમાં કહે છે કે, અલ્લાહને વળી પોતાના કલામમાં આવી તુચ્છ વસ્તુઓના ઉલ્લેખનું શું કામ ? એ જ વિષય અહીં એક બીજી રીતે વર્ણવવામાં આવ્યો છે. કહેવાનો આશય આ છે કે આ કલામ લોકો માટે અજમાયશ બની ગયો છે જેનાથી ખોટા અને ખરા માણસો જુદાં પડી જાય છે. એક પ્રકારના માણસો એ છે જે આ કલામને સાંભળીને અથવા વાંચીને તેના હેતુ અને વિષય ઉપર ચિંતન કરે છે, અને જે ડહાપણ અને શિખામણની વાતો તેમાં કહેવામાં આવી છે તેનો ફાયદો ઉઠાવે છે. આનાથી વિરૂદ્ધ, એક બીજા પ્રકારના લોકોની હાલત એવી છે કે સાંભળ્યા અને વાંચ્યા પછી તેમનું મગજ

لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ وَ اَعْرِضْ عَنِ الْمُشْرِكِيْنَ ﴿۱۰۶﴾ وَ لَوْ شَآءَ اللّٰهُ مَآ
اَشْرَكُوْا ؕ وَ مَا جَعَلْنٰكَ عَلَيْهِمْ حَفِيْظًا ۚ وَ مَآ اَنْتَ عَلَيْهِمْ
بِوَكِيْلٍ ﴿۱۰۷﴾ وَ لَا تَسُبُّوا الَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ
فَيَسُبُّوا اللّٰهَ عَدْوًۢا بِغَيْرِ عِلْمٍ ؕ كَذٰلِكَ زَيَّنَّا لِكُلِّ اُمَّةٍ

**કારણ કે એ એક માલિક સિવાય બીજો કોઈ ખુદા નથી. અને આ મુશ્રિકોની પાછળ ન પડો. જો અલ્લાહની મરજી હોત તો (તે પોતે એવી વ્યવસ્થા કરી શકતો હતો કે) આ લોકો શિર્ક ન કરત. તમને અમે તેમની ઉપર ચોકિયાત નીમેલા નથી અને ન તો તમે તેમના માટે વકીલ છો[૭૧] અને (હે ઈમાન લાવનારાં!) આ લોકો અલ્લાહ સિવાય જેમને પોકારે છે તેમને ગાળો ન આપો, કયાંક એવું ન થાય કે આ લોકો શિર્કથી આગળ વધીને અજ્ઞાનતાના કારણે અલ્લાહને ગાળો આપવા માંડે.[૭૨] અમે તો આવી જ રીતે દરેક જૂથના માટે તેના કૃત્યોને સુંદર**

કલામના હાર્દ ઉપર કેન્દ્રિત થવાને બદલે એવી શોધખોળમાં લાગી જાય છે કે આ અભણ માણસ આ વિષયો કયાંથી લાવ્યો છે, અને કેમકે વિરોધી પૂર્વગ્રહ પહેલાંથી જ તેમના દિલો ઉપર છવાયેલો હોય છે તેથી એક ખુદા તરફથી ઊતર્યા હોવાની શકયતાને બાજુએ મૂકીને બાકીની તમામ કાલ્પનિક વસ્તુઓ તેઓ તેમના મગજમાં ઉપજાવી કાઢે છે અને તેમને એવી રીતે વર્ણવે છે કે જાણે તેમણે આ ગ્રંથના મૂળ સ્ત્રોતની ચકાસણી કરી લીધી હોય.

(૭૧) આનો અર્થ આ છે કે તમને નિમંત્રક અને પ્રચારક બનાવવામાં આવ્યાં છે, પોલીસ નહીં. તમારું કામ તો આટલું જ છે કે લોકોની સામે આ પ્રકાશને પ્રસ્તુત કરી દો અને સત્ય જાહેર કરવાની ફરજ અદા કરવામાં કોઈ કચાશ ન રાખો. હવે જો કોઈ આ સત્યને સ્વીકારતું ન હોય, તો ન સ્વીકારે. તમને આ કામ માટે નીમવામાં આવેલાં જ નથી કે લોકોને સત્યવાદી બનાવીને જ જંપો. આ ઉપરાંત, આ વાત તમારી જવાબદારી અને હિસાબ-કિતાબમાં પણ સામેલ નથી કે તમારા નબૂવ્વતના ક્ષેત્રમાં કોઈ માણસ અસત્યવાદી રહી ન જાય. એટલા માટે આ ચિંતામાં તમારા મગજને ખોટી રીતે પરેશાન ન કરો કે આંધળાં લોકોને કઈ રીતે દેખતાં બનાવવામાં આવે અને જે આંખો ઉઘાડીને જોવા નથી માગતાં તેમને કેવી રીતે દેખાડવામાં આવે. જો હકીકતમાં ખુદાઈ ડહાપણનો તકાદો આ જ હોત કે દુનિયામાં કોઈપણ માણસ અસત્યવાદી રહી ન જાય તો અલ્લાહને આ કામ તમારી પાસેથી લેવાની શી જરૂર હતી ? શું તેનો એક જ ખુદાઈ ઈશારો તમામ મનુષ્યોને સત્યવાદી બનાવી શકતો ન હતો ? પરંતુ ત્યાં તો આશય જરાપણ આવો છે જ નહીં, અહીં આશય તો આ છે કે મનુષ્યો માટે સત્ય અને અસત્ય વચ્ચે પસંદગીની સ્વતંત્રતા બાકી રહે, અને પછી સત્યનો પ્રકાશ તેની સામે પ્રસ્તુત કરીને તેની અજમાયશ કરવામાં આવે કે તે બંને વસ્તુઓમાંથી તે કઈ વસ્તુને પસંદ કરે છે. તેથી તમારા માટે કામનો સાચો

عَمَلَهُمْ ۖ ثُمَّ إِلَىٰ رَبِّهِم مَّرْجِعُهُمْ فَيُنَبِّئُهُم بِمَا كَانُوا يَعْمَلُونَ ﴿١٠٨﴾
وَأَقْسَمُوا بِاللَّهِ جَهْدَ أَيْمَانِهِمْ لَئِن جَاءَتْهُمْ آيَةٌ لَّيُؤْمِنُنَّ
بِهَا ۚ قُلْ إِنَّمَا الْآيَاتُ عِندَ اللَّهِ ۖ وَمَا يُشْعِرُكُمْ أَنَّهَا إِذَا جَاءَتْ
لَا يُؤْمِنُونَ ﴿١٠٩﴾ وَنُقَلِّبُ أَفْئِدَتَهُمْ وَأَبْصَارَهُمْ كَمَا لَمْ

**બનાવી દીધાં છે,[૭૩] પછી તેમણે તેમના માલિકની જ તરફ પાછા આવવાનું છે, તે વખતે તે તેમને જણાવી દેશે કે તેઓ શું કરતા રહ્યાં છે.**

**આ લોકો મોટી મોટી સોગંદો ખાઈને કહે છે કે જો કોઈ નિશાની[૭૪] અમારી સામે આવી જાય તો અમે તેની ઉપર ઈમાન લઈ આવીશું. હે મુહમ્મદ ! આમને કહો કે ''નિશાનીઓ તો અલ્લાહની પાસે છે''[૭૫] અને તમને કેવી રીતે સમજાવવામાં આવે કે જો નિશાનીઓ આવી પણ જાય તો આ લોકો ઈમાન લાવવાના નથી.[૭૬] અમે એવી જ રીતે તેમના દિલો અને નજરો ને ફેરવી રહ્યાં છીએ જેવી રીતે આ**

---

કાર્યપદ્ધતિ આ છે કે જે પ્રકાશ તમને દેખાડી દેવામાં આવ્યો છે તેના અજવાળામાં પોતે સીધા રસ્તે ચાલતાં રહો અને બીજાંને તેની તરફ બોલાવતાં રહો. જે લોકો આ સંદેશને સ્વીકારી લે, તેમને પ્રેમથી ભેટો અને તેમનો સંગાથ ન છોડો ભલે પછી તેઓ દુનિયાની નજરમાં ગમે તેટલાં તુચ્છ હોય. અને જે આનો સ્વીકાર ન કરે તેમની પાછળ ન પડો. જો ખરાબ પરિણામ તરફ તેઓ જાતે જવા માગે અને જવા માટે હઠાગ્રહ સેવે, તો તે તરફ જવા માટે તેમને છોડી દો.

(૭૨) આ શિખામણ નબી સ.અ.વ.ના અનુયાયીઓને આપવામાં આવી છે કે તેમના પ્રચારના જુસ્સામાં એવા નિરકુંશ પણ ન થઈ જાય કે ચર્ચાસભાઓ વાદ-વિવાદોથી આગળ વધીને બિનમુસ્લિમોની માન્યતાઓ ઉપર સખત હુમલા કરવા માંડે અને તેમના ધાર્મિક વડાઓ અને દેવી-દેવતાઓને ગાળો ભાંડવા સુધી પહોંચી જાય કેમ કે આ વસ્તુ તેમને સત્યની નજીક લાવવાને બદલે વધુ દૂર હડસેલી દેશે.

(૭૩) અહીં ફરીથી એ હકીકતને ધ્યાનમાં રાખવી જોઈએ કે જેની તરફ આની પહેલાં પણ અમે અમારી નોંધોમાં ઈશારો કરી ગયાં છીએ કે જે કામો કુદરતના નિયમો હેઠળ પ્રગટ થાય છે, અલ્લાહતઆલા તેમને પોતાના કામ ગણાવે છે કેમ કે તે જ આ કાનૂનનો ઘડનાર છે અને જે કંઈ એ કાનૂન હેઠળ ઘટે છે તે તેના હુકમથી જ ઘટે છે. જે વાતને અલ્લાહતઆલા આવી રીતે કહે છે કે અમે આવું કર્યું છે તેને જ જો અમે મનુષ્યો વર્ણવીશું તો આવી રીતે કહીશું કે, કુદરતી રીતે આમ જ થતું હોય છે.

(૭૪) નિશાની અર્થ કોઈ એવો બિલકુલ અનુભવી શકાય તેવો ચમત્કાર છે જેને જોઈને નબી




يُؤْمِنُوْا بِهٖٓ اَوَّلَ مَرَّةٍ وَّ نَذَرُهُمْ فِيْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ﴿١١٠﴾ ع

وَ لَوْ اَنَّنَا نَزَّلْنَآ اِلَيْهِمُ الْمَلٰٓئِكَةَ وَ كَلَّمَهُمُ الْمَوْتٰى وَ

حَشَرْنَا عَلَيْهِمْ كُلَّ شَيْءٍ قُبُلًا مَّا كَانُوْا لِيُؤْمِنُوْٓا اِلَّآ اَنْ يَّشَآءَ

اللّٰهُ وَ لٰكِنَّ اَكْثَرَهُمْ يَجْهَلُوْنَ ﴿١١١﴾ وَ كَذٰلِكَ جَعَلْنَا لِكُلِّ نَبِيٍّ

عَدُوًّا شَيٰطِيْنَ الْاِنْسِ وَ الْجِنِّ يُوْحِيْ بَعْضُهُمْ اِلٰى بَعْضٍ

**લોકો પહેલી વખત આની ઉપર ઈમાન લાવ્યા ન હતાં.[૭૭] અમે તેમને તેમના વિદ્રોહમાં જ ભટકવા માટે છોડી દઈએ છીએ. (રુકૂઅ-૧૩)**

**જો અમે ફરિશ્તા પણ તેમની ઉપર ઉતારી દીધાં હોત અને મડદાં તેમની જોડે વાતો કરત અને સમસ્ત દુનિયાની વસ્તુઓને અમે તેમની આંખો સમક્ષ એકઠી કરી દેત તો પણ આ ઈમાન લાવવાના ન હતાં, સિવાય કે અલ્લાહની ઈચ્છા આ જ હોય કે તેઓ ઈમાન લાવે,[૭૮] પરંતુ મોટાભાગના લોકો અજ્ઞાનની વાતો કરે છે. અને અમે તો આવી જ રીતે હંમેશાં શૈતાન મનુષ્યો અને શૈતાન જિન્નાતોને દરેક નબીના દુશ્મન બનાવ્યાં છે, જે એકબીજા ઉપર સારી દેખાતી**

સ.અ.વ.ની સચ્ચાઈ અને આપ અલ્લાહ તરફથી નિમાયેલાં છે એને માની લીધા સિવાય બીજો કોઈ ઉપાય ન રહે.

(૭૫) એટલે કે નિશાનીઓ પ્રસ્તુત કરવાની અને સર્જવાની શક્તિ મારી પાસે નથી, આનો અધિકાર તો અલ્લાહની પાસે છે. તે ચાહે તો દેખાડે અને ન ચાહે તો ન દેખાડે.

(૭૬) આ સંબોધન મુસલમાનોને કરવામાં આવ્યું છે કે જે બેચેન બની બનીને એવી કામના કરતા હતાં અને કોઈ કોઈ વખતે મૌખિક રીતે પણ એવી ઈચ્છા વ્યક્ત કરતા હતાં કે એવી કોઈ નિશાની પ્રગટ થઈ જાય જેનાથી તેમના માર્ગ ભૂલેલાં ભાઈઓ સીધા રસ્તે આવી જાય. તેમની આ જ ઈચ્છા અને મનોકામનાના જવાબમાં કહેવામાં આવી રહ્યું છે કે, તમને કેવી રીતે સમજાવવાં કે આ લોકોનું ઈમાન લાવવું કોઈ નિશાનીના પ્રગટ થવા ઉપર આધારિત નથી.

(૭૭) એટલે કે તેમની અંદર એ જ માનસિકતા કામ કરી રહી છે જેના કારણે તેમને પહેલી વખતે મુહમ્મદ સ.અ.વ.નો સંદેશ સાંભળીને તેને માનવાનો ઈનકાર કરી દીધો હતો. તેમના દ્રષ્ટિબિંદુમાં હજુ સુધી કોઈ ફેરફાર થયો નથી. એ જ અવળી બુદ્ધિ અને દ્વિદ્રષ્ટિ જે તેમને એ વખતે સાચું સમજવાથી અને સાચું જોવાથી અટકાવી રહ્યા હતાં, આજે પણ તેમની ઉપર છવાયેલાં છે.

(૭૮) એટલે કે આ લોકો તેમની અધિકાર અને પસંદગી વડે તો સત્યને અસત્યની સામે અગ્રતા

زُخْرُفَ الْقَوْلِ غُرُوْرًا ۭ وَلَوْ شَاۗءَ رَبُّكَ مَا فَعَلُوْهُ فَذَرْهُمْ
وَمَا يَفْتَرُوْنَ ١١٢ وَلِتَصْغٰٓى اِلَيْهِ اَفْـِٕدَةُ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ

**વાતો ભ્રમ અને ચાલાકીના રૂપમાં એકબીજાની ઉપર નાખતા રહ્યાં છે.[૭૯] જો તમારા માલિકની મરજી આ હોત કે તેઓ આવું ન કરે તો તેઓ કદાપિ આવું ન કરત.[૮૦] તેથી તમે તેમને તેમની હાલત પર છોડી દો કે જેથી તેઓ જૂઠ્ઠી વાતો ઘડતાં રહે. (આ બધું અમે તેમને એટલા માટે કરવા દઈએ છીએ કે) જે લોકો આખિરત ઉપર ઈમાન ધરાવતાં નથી**

આપીને સ્વીકાર કરવાના નથી. હવે તેમના સત્યવાદી બનવાનો એક જ રસ્તો બાકી રહ્યો છે અને તે આ છે કે ખુદાઈ સર્જનશક્તિ વડે જેવી રીતે બધી જ અધિકાર વિહોણી જીવસૃષ્ટિને સત્યવાદી પેદા કરવામાં આવી છે તેવી જ રીતે આમને પણ અધિકાર વિહોણા બનાવીને કુદરતી તેમજ જન્મજાત સત્યવાદી બનાવી દેવામાં આવે. પરંતુ આ વસ્તુ એ હિકમતની વિરૂદ્ધ છે જેની હેઠળ અલ્લાહે માનવીને પેદા કર્યો છે. એટલા માટે તમારી આ અપેક્ષા બેકાર છે કે અલ્લાહતઆલા પ્રત્યક્ષ રીતે તેની સર્જનશક્તિના હસ્તક્ષેપ વડે આમને મુસલમાન બનાવશે.

(૭૯) એટલે કે આજે જો મનુષ્યો અને જિન્નાતોમાં રહેલાં શૈતાનો એકમત થઈને તમારી સામે પૂરી તાકાત વાપરી રહ્યાં છે ત્યારે ગભરાવવાની કોઈ જરૂર નથી. આ કોઈ નવી વાત નથી જે તમારી સાથે બની રહી હોય. દરેક જમાનામાં આવું જ થતું આવ્યું છે કે જયારે કોઈ પયગમ્બર દુનિયાને સીધો માર્ગ દેખાડવા માટે ઊભો થયો ત્યારે બધી જ શૈતાની શક્તિઓ તેના આ મિશનને નિષ્ફળ બનાવવા માટે કટિબદ્ધ થઈ ગઈ.

"સારી દેખાતી" નો અર્થ એ તમામ ચાલબાજીઓ, યુક્તિઓ અને શંકા-કુશંકાઓ અને વાંધા છે જેમનો આ લોકો સામાન્ય લોકોને સત્યના સંદેશ આપનારની તથા તેના સંદેશની વિરૂદ્ધ ઉશ્કેરવા માટે ઉપયોગ કરે છે. પછી, આ તમામ વાતોને સમગ્ર રીતે છેતરામણી વસ્તુઓ સાથે સરખાવવામાં આવી છે કેમ કે સત્ય સાથે લડવા માટે જે કોઈ હથિયાર પણ વિરોધીઓ વાપરે છે તે ફકત બીજાના માટે જ નહીં પરંતુ તેમના પોતાના માટે પણ હકીકતની દ્રષ્ટિએ માત્ર એક છેતરામણ જ હોય છે, જો કે બહારથી તેમને ખૂબ જ ફાયદાકારક અને સફળ હથિયારો દેખાય છે.

(૮૦) અત્રે અમારી અગાઉની સમજૂતીઓ ઉપરાંત આ હકીકત પણ સારી રીતે સમજી લેવી જોઈએ કે, કુર્આનની રૂએ અલ્લાહની ઈચ્છા અને તેના રાજીપામાં ઘણો મોટો ફરક છે જેની અવગણના કરવાથી સામાન્ય રીતે ભારે ગેરસમજો ઊભી થઈ જાય છે. કોઈ વસ્તુનું અલ્લાહની ઈચ્છા અને તેના હુકમ અન્વયે પ્રગટ થવાનો અર્થ અનિવાર્ય રીતે એવો થતો નથી કે અલ્લાહ તેનાથી રાજી પણ છે અને તેને પસંદ પણ કરે છે. દુનિયામાં કોઈ પણ ઘટના કયારેય ઘટતી નથી જયાં સુધી અલ્લાહ તેને ઘટવાનો હુકમ ન આપી દે અને પોતાની ભવ્ય યોજનામાં તેના ઘટવાની ગુંજાશ ન કાઢે, તથા સાધનોને એટલી હદે કાર્યરત ન કરી દે કે તે ઘટના ઘટી શકે. એક ચોરની ચોરી, એક હત્યારાની હત્યા, એક જાલિમ અને દુષ્ટનો જુલમ અને દુષ્ટતા, તથા એક કાફિર અને મુશ્રિકનું કુફ્ર અને શિર્ક, અલ્લાહની ઈચ્છા વિના શકય નથી. અને આવી જ રીતે, એક મોમિન અને એક સંયમી મનુષ્યના

بِالْاٰخِرَةِ وَ لِيَرْضَوْهُ وَ لِيَقْتَرِفُوْا مَا هُمْ مُّقْتَرِفُوْنَ ﴿۱۱۳﴾
اَفَغَيْرَ اللّٰهِ اَبْتَغِيْ حَكَمًا وَّ هُوَ الَّذِيْۤ اَنْزَلَ اِلَيْكُمُ الْكِتٰبَ

**તેમના દિલ આ (આકર્ષક ભ્રમ) તરફ વળે અને તેઓ તેનાથી રાજી થઈ જાય અને એ બૂરાઈઓની કમાણી કરે જેની કમાણી તેઓ કરવા માગે છે — હવે જ્યારે સ્થિતિ આ છે ત્યારે શું હું અલ્લાહ સિવાય બીજો કોઈ ફેંસલો કરનાર શોધું, જો કે તેણે વિસ્તારપૂર્વક તમારી તરફ**

ઈમાન અને સંયમ પણ અલ્લાહની ઇચ્છા વિના અશકય છે. બંને પ્રકારની ઘટનાઓ સમાન રીતે અલ્લાહની ઇચ્છા હેઠળ ઘટે છે. પરંતુ પહેલાં પ્રકારની ઘટનાઓથી અલ્લાહ રાજી નથી અને આનાથી વિરૂદ્ધ બીજા પ્રકારની ઘટનાઓને તેની પ્રસન્નતા તથા તેની પસંદગી અને પ્રેમની સનદ મળેલી છે. જો કે છેવટે કોઈ એક મહાન ભલાઈ માટે જ સૃષ્ટિના બાદશાહની ઇચ્છા કામ કરી રહી છે, પરંતુ એ મહાન ભલાઈ પ્રગટ કરવાનો માર્ગ પ્રકાશ અને અંધારૂં, ભલાઈ અને બૂરાઈ તથા સુધારણા અને બગાડની વિવિધ શક્તિઓની એકબીજા સામેની લડાઈમાંથી જ સ્પષ્ટ થાય છે. એટલા માટે પોતાના વધારે વિશાળ વ્યૂહોના કારણે તે આજ્ઞાપાલન અને ગુનાવૃત્તિ, ઈબ્રાહીમવાદ અને નમરૂદવાદ, મૂસાવાદ અને ફિરઔનવાદ, માનવતાવાદ અને શૈતાનવાદ, બંનેને પોતપોતાનું કામ કરવાની તક આપે છે. તેણે તેની અધિકાર ધરાવતી મખ્લૂક (જિન્નાત અને મનુષ્યો) ને ભલાઈ અને બૂરાઈમાંથી કોઈ એકની પસંદગી કરી લેવાની સ્વતંત્રતા બક્ષેલી છે. જે ચાહે તેઆ દુનિયામાં પોતાના માટે ભલાઈનું કામ પસંદ કરી લે અને જે ચાહે તે બુરાઈનું કામ પસંદ કરે. બન્ને પ્રકારના કર્તાઓને જેટલી હદ સુધી ખુદાઈ વ્યૂહો છૂટ આપે છે, સાધનોનો ટેકો મળી રહે છે. પરંતુ અલ્લાહની પ્રસન્નતા અને પસંદગી માત્ર ભલાઈનું કામ કરનારા લોકોને મળેલી છે અને અલ્લાહને આ જ વાત પસંદ છે કે તેના બંદા તેમની પસંદ કરવાની સ્વતંત્રતાનો લાભ ઉઠાવીને ભલાઈને અપનાવે, નહીં કે બૂરાઈને.

આની સાથે આ વાત પણ સમજી લેવી જોઈએ કે અલ્લાહતઆલા સત્યના દુશ્મનોના વિરોધી કૃત્યોનો ઉલ્લેખ કરતી વખતે પોતાની ઇચ્છાનો વારંવાર ઉલ્લેખ કરે છે. આનો આશય હકીકતમાં નબી સ.અ.વ.ને અને આપના દ્વારા ઈમાનવાળાઓને, એ સમજાવવાનો છે કે તમારા કામની હેસિયત ફરિશ્તાઓના કામ જેવી નથી જે કોઈપણ અવરોધ વિના અલ્લાહના હુકમોનું પાલન કરી રહ્યાં છે, બલ્કે તમારું અસલ કામ તોફાનીઓ અને વિદ્રોહીઓની સામે અલ્લાહની પસંદ કરેલી પદ્ધતિને જીતાડવા માટે સંઘર્ષ કરવાનો છે.અલ્લાહ તેની ઇચ્છા હેઠળ એ લોકોને પણ કામ કરવાની તક આપી રહ્યો છે જેમણે તેમના પ્રયત્નો માટે ખુદ અલ્લાહ સામે બગાવત કરવાનો માર્ગ અપનાવેલો છે, અને આવી જ રીતે તે તેમને પણ, જેમણે આજ્ઞાપાલન અને બંદગીનો માર્ગ અપનાવ્યો છે, કામ કરવાની પૂરી તક આપે છે. જો કે તેની પ્રસન્નતા અને માર્ગદર્શન તથા સમર્થન અને સહાય તમારી જ સાથે છે, કેમ કે તમે એ પાસાઅંગે કામ કરી રહ્યાં છો જેને તે પસંદ કરે છે, પરંતુ તમારે એવી અપેક્ષા રાખવી જોઈએ નહીં કે અલ્લાહતઆલા તેની કુદરતી શક્તિઓના હસ્તક્ષેપ વડે એ લોકોને ઈમાન લાવવા માટે મજબૂર કરી દેશે જે ઈમાન લાવવા માગતાં નથી, અથવા એ જિન્નાતો અને મનુષ્યોમાં રહેલા શૈતાનોને

مُفَصَّلًا ؕ وَالَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْلَمُوْنَ اَنَّهٗ مُنَزَّلٌ مِّنْ
رَّبِّكَ بِالْحَقِّ فَلَا تَكُوْنَنَّ مِنَ الْمُمْتَرِيْنَ ﴿۱۱۴﴾ وَتَمَّتْ كَلِمَتُ
رَبِّكَ صِدْقًا وَّعَدْلًا ؕ لَا مُبَدِّلَ لِكَلِمٰتِهٖ ۚ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿۱۱۵﴾
وَاِنْ تُطِعْ اَكْثَرَ مَنْ فِى الْاَرْضِ يُضِلُّوْكَ عَنْ سَبِيْلِ
اللّٰهِ ؕ اِنْ يَّتَّبِعُوْنَ اِلَّا الظَّنَّ وَاِنْ هُمْ اِلَّا يَخْرُصُوْنَ ﴿۱۱۶﴾

**ગ્રંથ ઉતારી દીધો છે ?[૮૧] અને જે લોકોને અમે (તમારી પહેલાં) ગ્રંથ આપ્યો હતો તેઓ જાણે છે કે આ ગ્રંથ તમારા માલિકની જ તરફથી સત્ય સાથે ઊતર્યો છે તેથી તમે શંકા કરનારાઓમાં સામેલ ન થાઓ.[૮૨] તમારા માલિકની વાત સત્ય અને ન્યાયની દ્રષ્ટિએ પૂર્ણ છે, કોઈ તેની કથનોને બદલનાર નથી અને તે બધું જ સાંભળે અને જાણે છે.**

**અને હે મુહમ્મદ ! જો તમે એ લોકોની બહુમતિના કહેવા મુજબ ચાલો જે ધરતીમાં વસે છે તો તેઓ તમને અલ્લાહના માર્ગથી ભટકાવી દેશે. તેઓ તો માત્ર અનુમાન ઉપર ચાલે છે[૮૩] અને અટકળો કરે છે.**

બળજબરીપૂર્વક તમારા માર્ગમાંથી ખસેડી દેશે જેમણે તેમના દિલ અને દિમાગને, તથા હાથ-પગની શક્તિઓને તેમજ સાધનો અને સ્રોતોને સત્યના માર્ગથી રોકવા માટે ઉપયોગ કરવાનો ફેંસલો કરી દીધો છે. નહીં, જો તમે ખરેખર સત્ય અને નેકી તથા સચ્ચાઈ માટે કામ કરવાનો મકકમ નિર્ધાર કરેલો છે તો તમારે અસત્યવાદીઓની સામે ઉગ્ર સંઘર્ષ અને લડાઈ કરીને તમારા સત્યવાદનો પુરાવો આપવો પડશે નહીં તો ચમત્કારોના જોરે અસત્યનો નાશ કરવો અને સત્યને વિજયી બનાવવો હોત તો તમારી જરૂર જ કયાં હતી, અલ્લાહ પોતે આવી વ્યવસ્થા કરી શકતો હતો કે દુનિયામાં કોઈ શૈતાન ન હોત, અને કોઈ શિર્ક અને કુફ્ર પેદા થવાની શકયતા જ ન હોત.

(૮૧) આ કથનમાં વકતા નબી સ.અ.વ. છે અને સંબોધન મુસલમાનોને કરવામાં આવ્યું છે. એટલે કે જયારે અલ્લાહે પોતાના ગ્રંથમાં સ્પષ્ટપણે આ તમામ હકીકતો વર્ણવી દીધી છે, તથા એ ફેંસલો પણ કરી દીધો છે કે, અલૌકિક કુદરતી શક્તિઓના હસ્તક્ષેપ વિના સત્યવાદીઓને કુદરતી રીતો દ્વારા જ સત્યના વિજય માટે સંઘર્ષ કરવો પડશે ત્યારે શું હવે હું અલ્લાહ સિવાય બીજો કોઈ એવો હાકેમ શોધું જે અલ્લાહના આ ફેંસલા ઉપર પુનર્વિચારણા કરે અને એવો કોઈ ચમત્કાર મોકલે જેનાથી આ લોકો ઈમાન લાવવા માટે મજબૂર બની જાય ?

(૮૨) એટલે કે આ કોઈ નવી વાત નથી જે ઘટનાઓની પાછળ રહેલા કારણો માટે આજે ઘડી કાઢવામાં

إِنَّ رَبَّكَ هُوَ أَعْلَمُ مَنْ يَضِلُّ عَنْ سَبِيلِهِ ۖ وَهُوَ أَعْلَمُ
بِالْمُهْتَدِينَ ﴿١١٧﴾ فَكُلُوا مِمَّا ذُكِرَ اسْمُ اللَّهِ عَلَيْهِ إِنْ كُنْتُمْ بِآيَاتِهِ
مُؤْمِنِينَ ﴿١١٨﴾ وَمَا لَكُمْ أَلَّا تَأْكُلُوا مِمَّا ذُكِرَ اسْمُ اللَّهِ عَلَيْهِ وَ
قَدْ فَصَّلَ لَكُمْ مَا حَرَّمَ عَلَيْكُمْ إِلَّا مَا اضْطُرِرْتُمْ إِلَيْهِ ۗ

**હકીકતમાં તમારો માલિક વધુ સારી રીતે જાણે છે કે કોણ તેના માર્ગથી ચલિત થયેલો છે અને કોણ સીધા માર્ગ ઉપર છે.**

**પછી જો તમે લોકો અલ્લાહની આયતો ઉપર ઈમાન ધરાવતા હોવ તો જે જનાવર ઉપર અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય તેનું માંસ ખાઓ.[૮૪] એવું તો શું કારણ છે કે તમે એ વસ્તુ ન ખાઓ જેની ઉપર અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય, જો કે જે વસ્તુઓનો ઉપયોગ મજબૂરીની હાલત સિવાય બીજી તમામ પરિસ્થિતિઓમાં અલ્લાહે હરામ ઠેરવી દીધો છે તેમની વિગતો તે તમને જણાવી ગયો છે.[૮૫]**

---

આવી હોય. એ તમામ લોકો કે જે આકાશી ગ્રંથોનું જ્ઞાન ધરાવે છે, અને જેમને નબીઓ અ.સ.ના મિશનની જાણકારી છે, તેઓ આ વાત માટે સાક્ષી આપશે કે જે કાંઈ કુર્આનમાં કહેવામાં આવી રહ્યું છે એ તદ્દન સત્ય વાત છે અને તે સદાકાળ અને શાશ્વત હકીકત છે જેમાં ક્યારેય કોઈ ફરક આવ્યો નથી.

(૮૩) એટલે કે મોટાભાગના લોકો, કે જે દુનિયામાં વસે છે, જ્ઞાન વિના કલ્પનાઓ અને અનુમાનનું અનુસરણ કરી રહ્યાં છે, અને તેમની માન્યતાઓ,ખ્યાલો, ફિલસુફીઓ, જીવનના સિદ્ધાંતો અને અમલીકરણના નિયમો, બધાં જ કલ્પનાઓ ઉપર આધારિત છે. આનાથી વિરુદ્ધ, અલ્લાહનો માર્ગ, એટલે કે દુનિયામાં જીવન જીવવાની એ પદ્ધતિ જે અલ્લાહની પ્રસન્નતા મુજબની છે, ચોક્કસપણે માત્ર એ જ છે જેનું જ્ઞાન અલ્લાહે પોતે આપ્યું છે, નહીં કે એ જેને લોકોએ પોતાની મેળે પોતાની કલ્પનાઓ વડે ઘડી કાઢી છે. એટલા માટે કોઈપણ સત્યવાંચ્છુએ એ જોવું જોઈએ નહીં કે દુનિયાના મોટાભાગના માણસો કયા રસ્તે જઈ રહ્યાં છે બલ્કે તેણે સંપૂર્ણ નિર્ધાર સાથે એ માર્ગ ઉપર ચાલવું જોઈએ જે અલ્લાહે બતાવેલો છે, ભલે એ માર્ગ ઉપર ચાલવા માટે દુનિયામાં તે એકલો જ રહી જાય.

(૮૪) આ તમામ ખોટી પદ્ધતિઓ કે જે મોટાભાગના પૃથ્વીવાસીઓએ જાતે જ કલ્પના અને અનુમાનો વડે ઘડી કાઢી, અને જેમને ધાર્મિક સીમાઓ અને બંધનોની હેસિયત મળી ગઈ. આમાં એ બંધનો પણ છે જે ખાદ્ય વસ્તુઓ બાબતમાં વિવિધ કોમો વચ્ચે જોવા મળે છે. કેટલીક વસ્તુઓને લોકોએ આપમેળે જ હલાલ કરી લીધી છે, જો કે અલ્લાહની નજરમાં તે હરામ છે. અને અમુક વસ્તુઓને તેમણે જાતે હરામ ઠરાવી લીધી છે. જો કે

وَاِنَّ كَثِيْرًا لَّيُضِلُّوْنَ بِاَهْوَآئِهِمْ بِغَيْرِ عِلْمٍ ؕ اِنَّ رَبَّكَ هُوَ
اَعْلَمُ بِالْمُعْتَدِيْنَ ﴿۱۱۹﴾ وَذَرُوْا ظَاهِرَ الْاِثْمِ وَبَاطِنَهٗ ؕ
اِنَّ الَّذِيْنَ يَكْسِبُوْنَ الْاِثْمَ سَيُجْزَوْنَ بِمَا كَانُوْا
يَقْتَرِفُوْنَ ﴿۱۲۰﴾ وَلَا تَاْكُلُوْا مِمَّا لَمْ يُذْكَرِ اسْمُ اللّٰهِ عَلَيْهِ
وَاِنَّهٗ لَفِسْقٌ ؕ وَاِنَّ الشَّيٰطِيْنَ لَيُوْحُوْنَ اِلٰٓى اَوْلِيٰٓئِهِمْ
لِيُجَادِلُوْكُمْ ۚ وَاِنْ اَطَعْتُمُوْهُمْ اِنَّكُمْ لَمُشْرِكُوْنَ ﴿۱۲۱﴾ ع




**ઘણાં લોકોની હાલત આ છે કે જ્ઞાન વિના માત્ર તેમની ઇચ્છાઓના આધારે ભટકાવનારી વાતો કરે છે, આ હદથી વધી જનારા લોકોને તમારો માલિક સારી રીતે જાણે છે. તમે ખુલ્લા ગુનાઓથી પણ બચો અને છૂપા ગુનાઓથી પણ, જે લોકો ગુનાઓની કમાણી કરે છે તેઓ તેમની આ કમાણીનો બદલો પામીને રહેશે. અને જે જનાવરને અલ્લાહનું નામ લઈને ઝબેહ કરવામાં આવ્યું ન હોય તેનું માંસ ન ખાઓ, આમ કરવું ગુનો છે. શૈતાનો તેમના સાથીદારોના દિલોમાં શંકાઓ અને વાંધાં નાખે છે કે જેથી તેઓ તમારી સાથે ઝઘડો કરે,[૮૬] પરંતુ જો તમે તેમનું અનૂસરણ સ્વીકારી લીધું તો નિઃશંક તમે મુશ્રિક છો.[૮૭] (રુકૂઅ-૧૪)**

અલ્લાહે તેમને હલાલ કરેલી છે. ખાસ કરીને, સૌથી વધુ અજ્ઞાનભરી વાત જેની ઉપર પહેલાં પણ કેટલાંક લોકો દુરાગ્રહ રાખતા હતાં અને આજે પણ દુનિયાના કેટલાક સમુદાયો દુરાગ્રહ રાખે છે, તે આ છે કે અલ્લાહનું નામ લઈને જે જનાવરને ઝબેહ કરવામાં આવે એ તો તેમના માટે હરામ છે, અને અલ્લાહનું નામ લીધા વિના જેને ઝબેહ કરવામાં આવે તે બિલકુલ હલાલ છે. આનું જ ખંડન કરતાં અલ્લાહતઆલા અહીં મુસલમાનોને કહી રહ્યો છે કે જો તમે ખરેખર અલ્લાહ ઉપર ઈમાન લાવ્યાં હોવ અને તેના હુકમોને માનતાં હોવ તો એ બધાં જ વહેમો અને પૂર્વગ્રહોને ત્યજી દો જે કાફિરો અને મુશ્રિકોમાં જોવા મળે છે, એ તમામ બંધનોને તોડી નાખો જે ખુદાના માર્ગદર્શનથી બેપરવા બનીને લોકોએ જાતે લાગુ કરી દીધેલાં છે. હરામ માત્ર એ જ વસ્તુને માનો જે ખુદાએ હરામ કરી છે અને હલાલ એ જ વસ્તુઓને ગણો જેને અલ્લાહે હલાલ ઠરાવી છે.

(૮૫) જૂઓ સૂરઃ નહ્લ આયત - ૧૧૫. આ ઈશારા વડે, સાથો સાથ, આ પણ સાચું સાબિત થઈ ગયું કે સૂરઃ નહલ આ સૂરઃ ની પહેલાં ઉતરી ગયેલી હતી.

(૮૬) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ. કહે છે કે યહૂદી વિદ્વાનો આરબ અજ્ઞાનીઓને નબી

اَوَ مَنْ كَانَ مَيْتًا فَاَحْيَيْنٰهُ وَ جَعَلْنَا لَهٗ نُوْرًا يَّمْشِيْ بِهٖ
فِي النَّاسِ كَمَنْ مَّثَلُهٗ فِي الظُّلُمٰتِ لَيْسَ بِخَارِجٍ مِّنْهَا ؕ
كَذٰلِكَ زُيِّنَ لِلْكٰفِرِيْنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٢٢﴾ وَ كَذٰلِكَ جَعَلْنَا

**શું એ માણસ કે જે પહેલાં મૃત હતો પછી અમે તેને જીવન બક્ષ્યું[૮૮] અને તેને એ પ્રકાશ એનાયત કર્યો જેના અજવાળામાં તે લોકોની વચ્ચે જીવનનો માર્ગ વટાવે છે એ માણસ જેવો હોઈ શકે છે જે અંધારાંમાં પડેલો હોય અને કોઈ રીતે તેમની અંદરથી નીકળતો ન હોય ?[૮૯] કાફિરો માટે તો આવી જ રીતે તેમના કર્મ ખુશનુમા બનાવી દેવામાં આવ્યાં છે,[૯૦] અને આવી જ રીતે અમે**

સ.અ.વ. સામે વાંધાઓ ઊભા કરવા માટે જે સવાલો શીખવાડતા હતાં એમાંથી એક સવાલ આ પણ હતો કે, ''આ તો કેવું કહેવાય કે જેને ખુદા મારે તે તો હરામ હોય અને જેને આપણે મારીએ તે હલાલ થઈ જાય !'' આ એક નાનકડો નમૂનો છે તેમની એ વક્ર માનસિકતાનો જે એ કહેવાતા ગ્રંથવાળાઓમાં જોવા મળતી હતી. તેઓ આ પ્રકારના પ્રશ્નો ઉપજાવી કાઢીને રજૂ કરતા હતાં જેથી સામાન્ય લોકોના દિલમાં શંકાઓ નાખે અને તેમને સત્ય સામે લડવા માટે હથિયાર મેળવી આપે.

(૮૭) એટલે કે એક તરફ અલ્લાહની ખુદાઈનો એકરાર કરવો તથા બીજી તરફ અલ્લાહથી ફરી ગયેલા લોકોના હુકમો ઉપર ચાલવું તેમજ તેમની નકકી કરેલી રીતોનું પાલન કરવું, શિર્ક છે. તૌહીદ આ છે કે જીવન સંપૂર્ણપણે અલ્લાહના આજ્ઞાપાલનમાં પસાર થાય. અલ્લાહની સાથે જો બીજાંને આસ્થા રાખીને આજ્ઞાપાલનને લાયક માની લેવામાં આવે તો આ આસ્થામાં શિર્ક છે અને જો અમલમાં એવા લોકોનું અનુસરણ કરવામાં આવે જે અલ્લાહના હુકમથી બેપરવા બનીને પોતે કરવાના અને ન કરવાના મુખત્યાર બની ગયાં હોય, તો આ અમલમાં શિર્ક છે.

(૮૮) અહીં મોતનો અર્થ અજ્ઞાન અને બેભાનપણાની સ્થિતિ છે, અને જીવનનો અર્થ જ્ઞાન અને સમજ તથા સત્ય પિછાણવાની સ્થિતિ છે. જે માણસ સાચા અને ખોટા વચ્ચે વિવેક કરતો નથી, અને જેને ખબર નથી કે સીધો માર્ગ શું ભૌતિકશાસ્ત્રના દ્રષ્ટિબિંદુથી ભલે જીવતો હોય પરંતુ હકીકતની દ્રષ્ટિએ તેને મનુષ્યનું જીવન મળેલું નથી. તે જીવતું પ્રાણી તો જરૂર છે પરંતુ જીવતો મનુષ્ય નથી. જીવતો મનુષ્ય હકીકતમાં માત્ર એ જ છે જેને સત્ય અને અસત્ય, સદાચાર અને દુરાચાર, ખોટા અને ખરાનું ભાન હોય છે.

(૮૯) એટલે કે તમે એવી અપેક્ષા કઈ રીતે રાખી શકો કે જે માણસને માનવતાની સભાનતા મળેલી છે, અને જે જ્ઞાનના પ્રકાશના આડા-અવળાં રસ્તાઓની વચ્ચે સત્યના સીધા રસ્તાને સ્પષ્ટપણે જોઈ રહ્યો છે, તે એ બેભાન લોકોની જેમ દુનિયામાં જીવન પસાર કરશે જે મૂર્ખાઈ અને અજ્ઞાનતાના અંધારાંમાં ભટકતાં ફરી રહ્યાં છે.

(૯૦) એટલે કે જે લોકોની સામે પ્રકાશ રજૂ કરવામાં આવે અને તેઓ તેને સ્વીકારવાની ના પાડી દે,

فِيْ كُلِّ قَرْيَةٍ اَكٰبِرَ مُجْرِمِيْهَا لِيَمْكُرُوْا فِيْهَا ؕ وَمَا يَمْكُرُوْنَ
اِلَّا بِاَنْفُسِهِمْ وَمَا يَشْعُرُوْنَ ﴿١٢٣﴾ وَاِذَا جَآءَتْهُمْ اٰيَةٌ قَالُوْا لَنْ
نُّؤْمِنَ حَتّٰى نُؤْتٰى مِثْلَ مَآ اُوْتِيَ رُسُلُ اللّٰهِ ؔۘ اَللّٰهُ اَعْلَمُ حَيْثُ
يَجْعَلُ رِسَالَتَهٗ ؕ سَيُصِيْبُ الَّذِيْنَ اَجْرَمُوْا صَغَارٌ عِنْدَ اللّٰهِ
وَعَذَابٌ شَدِيْدٌۢ بِمَا كَانُوْا يَمْكُرُوْنَ ﴿١٢٤﴾ فَمَنْ يُّرِدِ اللّٰهُ اَنْ يَّهْدِيَهٗ
يَشْرَحْ صَدْرَهٗ لِلْاِسْلَامِ ۚ وَمَنْ يُّرِدْ اَنْ يُّضِلَّهٗ يَجْعَلْ صَدْرَهٗ
ضَيِّقًا حَرَجًا كَاَنَّمَا يَصَّعَّدُ فِي السَّمَآءِ ؕ كَذٰلِكَ يَجْعَلُ اللّٰهُ الرِّجْسَ

---

દરેક વસ્તીમાં તેના મોટા મોટા ગુનેગારોને લગાડી દીધાં છે કે ત્યાં તેમના છળકપટની જાળ ફેલાવે. હકીકતમાં તેઓ તેમની છળકપટની જાળમાં જાતે જ ફસાય છે, પરંતુ તેમને તેનું ભાન નથી.

જ્યારે તેમની સામે કોઈ આયત આવે છે ત્યારે તેઓ કહે છે, ''અમે માનીશું નહીં જ્યાં સુધી તે વસ્તુ અમને આપવામાં ન આવે જે અલ્લાહના પયગમ્બરોને આપવામાં આવી છે.''[૯૧] અલ્લાહ વધુ સારી રીતે જાણે છે કે તેની પયગમ્બરીનું કામ કોની પાસેથી લે અને કઈ રીતે લે. એ સમય નજીક છે કે જ્યારે આ ગુનેગારો તેમના છળકપટના બદલામાં અલ્લાહને ત્યાં અપમાન અને ભારે યાતના ભોગવશે.

તેથી (આ હકીકત છે કે) જેને અલ્લાહ માર્ગદર્શન આપવાનો ઈરાદો કરે છે તેની છાતી ઈસ્લામ માટે ખોલી નાખે છે[૯૨] અને જેને ગુમરાહીમાં નાખવાનો ઈરાદો કરે છે તેની છાતીને સંકુચિત કરી દે છે અને એવી ભીંસે છે કે (ઈસ્લામનો વિચાર કરતાં જ) તેને એવું લાગવા માંડે છે કે જાણે તેના પ્રાણ આકાશની તરફ ઊડી રહ્યો છે. આવી રીતે અલ્લાહ (સચ્ચાઈથી પલાયન અને ધૃણાની) ગંદકી એ

---

જેમને સીધા માર્ગ તરફ બોલાવવામાં આવે અને તેઓ આડા-અવળાં રસ્તે ચાલતા રહેવાને પસંદગી આપે, તેમના માટે અલ્લાહનો નિયમ આ જ છે કે ત્યારપછી તેમને અંધારું જ સારું લાગવા માંડે છે. તેઓ આંધળાંની જેમ શોધી શોધીને ચાલવાનું તથા ઠોકરો ખાઈ ખાઈને પડવાનું પસંદ કરે છે. તેમને ઝાડવાં બાગ અને કાંટા ફૂલ

عَلَى الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ ۝١٢٥ وَ هٰذَا صِرَاطُ رَبِّكَ مُسْتَقِيْمًا ؕ
قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ يَّذَّكَّرُوْنَ ۝١٢٦ لَهُمْ دَارُ السَّلٰمِ عِنْدَ
رَبِّهِمْ وَ هُوَ وَلِيُّهُمْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ۝١٢٧ وَ يَوْمَ يَحْشُرُهُمْ
جَمِيْعًا ۚ يٰمَعْشَرَ الْجِنِّ قَدِ اسْتَكْثَرْتُمْ مِّنَ الْاِنْسِ ۚ وَ قَالَ
اَوْلِيٰٓؤُهُمْ مِّنَ الْاِنْسِ رَبَّنَا اسْتَمْتَعَ بَعْضُنَا بِبَعْضٍ وَّ بَلَغْنَآ
اَجَلَنَا الَّذِيْٓ اَجَّلْتَ لَنَا ؕ قَالَ النَّارُ مَثْوٰىكُمْ خٰلِدِيْنَ فِيْهَآ اِلَّا

લોકો ઉપર લાગુ કરી દે છે જે ઈમાન લાવતાં નથી, જો કે આ રસ્તો તમારા માલિકનો સીધો રસ્તો છે અને તેની નિશાનીઓ એ લોકો માટે સ્પષ્ટ કરી દેવામાં આવી છે જે શિખામણ સ્વીકારે છે. તેમના માલિકની પાસે તેમના માટે સલામતીનું ઘર છે[૯૩] અને તે તેમનો વાલી છે એ સાચા વર્તનના કારણે જે તેમણે અપનાવ્યું.

જે દિવસે અલ્લાહ આ બધા લોકોને ઘેરીને ભેગાં કરશે, એ દિવસે તે જિન્નાતોને[૯૪] સંબોધીને કહેશે કે ''હે જિન્નાતોના સમુદાય, તમે તો માનવજાતનું ભારે શોષણ કર્યું. ''મનુષ્યોમાંથી જે તેમનાં મિત્રો હતાં તેઓ કહેશે, 'પાલનહાર, અમારામાંથી દરેકે બીજાનો બહુ જ ઉપયોગ કર્યો છે,[૯૫] અને હવે અમે એ સમય ઉપર આવી ગયાં છીએ જે તેં અમારા માટે ઠેરવી દીધો હતો.'' અલ્લાહ કહેશે ''સારું, હવે આગ તમારું ઠેકાણું છે, તેમાં તમે હંમેશાં રહેશો.'' તેનાથી બચશે માત્ર એ જ લોકો

દેખાય છે, તેમને દરેક દુષ્કર્મમાં મજા આવે છે, દરેક મૂર્ખામીને તેઓ સંશોધન માને છે, અને કોઈપણ બગાડ ફેલાવનાર પ્રયોગ કરવા માટે તેઓ એ અપેક્ષાએ તૈયાર થઈ જાય છે કે પહેલાં આકસ્મિક રીતે સળગતા અંગારા ઉપર હાથ પડી ગયો હતો તો હવે ચમકતો લાલ હીરો હાથમાં આવી જશે.

(૯૧) એટલે કે અમે પયગમ્બરોની આ વાત ઉપર ઈમાન નહીં લાવીએ કે તેમની પાસે ફરિશ્તો આવ્યો અને ખુદાનો પયગામ લાવ્યો બલ્કે અમે માત્ર ત્યારે જ ઈમાન લાવી શકીએ કે જયારે ફરિશ્તો પોતે અમારી પાસે આવે અને પ્રત્યક્ષ રીતે અમને કહે કે, આ અલ્લાહનો પયગામ છે.

(૯૨) છાતી ખોલી નાખવાનો અર્થ ઇસ્લામની સચ્ચાઈ ઉપર સંપૂર્ણપણે સંતુષ્ટ કરવાનો અને શંકા-કુશંકાઓ તથા અવઢવની સ્થિતિને દૂર કરવાનો છે.




مَا شَآءَ اللّٰهُ ؕ اِنَّ رَبَّكَ حَكِيْمٌ عَلِيْمٌ ﴿۱۲۸﴾ وَ كَذٰلِكَ نُوَلِّيْ
بَعْضَ الظّٰلِمِيْنَ بَعْضًۢا بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿۱۲۹﴾ ع يٰمَعْشَرَ الْجِنِّ وَ
الْاِنْسِ اَلَمْ يَاْتِكُمْ رُسُلٌ مِّنْكُمْ يَقُصُّوْنَ عَلَيْكُمْ اٰيٰتِيْ وَ
يُنْذِرُوْنَكُمْ لِقَآءَ يَوْمِكُمْ هٰذَا ؕ قَالُوْا شَهِدْنَا عَلٰۤى اَنْفُسِنَا
وَ غَرَّتْهُمُ الْحَيٰوةُ الدُّنْيَا وَ شَهِدُوْا عَلٰۤى اَنْفُسِهِمْ اَنَّهُمْ

**જેમને અલ્લાહ બચાવવા માગશે, નિઃશંક તમારો માલિક ડહાપણવાળો અને જાણનાર છે.[૯૬] જુઓ, આવી રીતે અમે (આખિરતમાં) અત્યાચારીઓને એકબીજાના સાથીદાર બનાવીશું એ કમાણીના કારણે જે તેઓ (દુનિયામાં એકબીજાની સાથે મળીને) કરતા હતાં[૯૭] (રુકૂઅ-૧૫) (એ વખતે અલ્લાહ તેમને આ પણ પૂછશે કે) "હે જિન્નાતો અને મનુષ્યોના સમુદાય, શું તમારી પાસે તમારા પોતાનામાંથી એવા પયગમ્બરો આવ્યા ન હતાં જે તમને મારી આયતો સંભાળાવતા હતાં અને આ દિવસના અંજામથી ડરાવતા હતાં?' તેઓ કહેશે 'હા, અમે અમારી વિરુદ્ધ સાક્ષી આપીએ છીએ.'[૯૮] આજે દુનિયાની જીવને આ લોકોને ભ્રમમાં નાખી દીધેલાં છે, પરંતુ તે વખતે તેઓ જાતે તેમની વિરુદ્ધ સાક્ષી આપશે કે તેઓ**

(૯૩) "સલામતીનું ઘર" એટલે કે જન્નત જયાં મનુષ્ય દરેક આફતથી સુરક્ષિત અને દરેક બરબાદી ની સામે સલામત હશે.

(૯૪) અહીં જિન્નાતોનો અર્થ જિન્નાત શૈતાનો છે.

(૯૫) એટલે અમારામાંથી દરેકે બીજાનો ગેરકાયદેસર રીતે ફાયદો ઉઠાવ્યો છે, દરેક બીજાને ભરમાવીને પોતાની ઇચ્છાઓ પૂરી કરતો રહ્યો છે.

(૯૬) જો કે અલ્લાહને અખત્યાર છે કે જેને ઇચ્છે સજા આપે અને જેને ઇચ્છે માફ કરી દે, પરંતુ આ સજા અને માફી યોગ્ય કારણ વિના, માત્ર ઇચ્છાના આધારે નહીં થાય પરંતુ જ્ઞાન અને ડહાપણ પર આધારિત હશે. ખુદા એ જ અપરાધીને માફી આપશે જેના વિષે તે જાણે છે કે તે પોતે તેના ગુન્હા માટે જવાબદાર નથી અને જેના વિષે તેની હિકમત એવો ફેંસલો કરશે કે તેને સજા આપવી જોઈએ નહીં.

(૯૭) એટલે કે જેવી રીતે તે દુનિયામાં ગુના ભેગાં કરવામાં તથા બૂરાઈઓ કમાવવામાં એકબીજાના ભાગીદાર હતાં એવી જ રીતે આખિરતની સજા પામવામાં પણ તેઓ એકબીજાની સાથે હશે.

(૯૮) એટલે કે અમે એકરાર કરીએ છીએ કે આપના તરફથી એક પછી એક પયગમ્બર આવતા અને

كَانُوْا كٰفِرِيْنَ ﴿١٣٠﴾ ذٰلِكَ اَنْ لَّمْ يَكُنْ رَّبُّكَ مُهْلِكَ الْقُرٰى بِظُلْمٍ
وَّ اَهْلُهَا غٰفِلُوْنَ ﴿١٣١﴾ وَلِكُلٍّ دَرَجٰتٌ مِّمَّا عَمِلُوْا ؕ وَمَا رَبُّكَ
بِغَافِلٍ عَمَّا يَعْمَلُوْنَ ﴿١٣٢﴾ وَرَبُّكَ الْغَنِيُّ ذُو الرَّحْمَةِ ؕ اِنْ يَّشَاْ

**કાફિર હતાં.[૯૯] (આ સાક્ષી તેમની પાસેથી એટલા માટે લેવામાં આવશે કે જેથી આ સાબિત થઈ જાય કે) તમારો માલિક વસ્તીઓને અત્યાચારપૂર્વક નાશ કરનાર ન હતો કે જ્યારે તેમના નિવાસીઓ હકીકતથી અજાણ હોય.[૧૦૦]**

**દરેક માણસનો દરજ્જો તેના કર્મ પ્રમાણે છે અને તમારો માલિક લોકોના કર્મોથી અજાણ નથી. તમારો માલિક સર્વસંપન્ન છે અને દયા તેની રીત છે.[૧૦૧] જો તે ચાહે તો**

અમને હકીકતથી વાકેફ કરતા રહ્યાં પરંતુ આ અમારો પોતાનો કસૂર હતો કે અમે તેમની વાત માની નહીં.

(૯૯) એટલે કે અજાણ અને નાવાકેફ ન હતાં બલ્કે કાફિર હતાં. તેઓ જાતે કબૂલ કરશે કે સત્ય અમારી સુધી પહોંચ્યું હતું પરંતુ અમે પોતે તેને સ્વીકારવાની ના પાડી દીધી.

(૧૦૦) એટલે કે અલ્લાહ તેના બંદાઓને એ તક આપવા માગતો નથી કે તેઓ તેની સામે એવી દલીલ કરી શકે કે આપે તો અમને હકીકતથી વાકેફ કર્યા નહીં, અને ન તો અમને સીધો માર્ગ દેખાડવાની કોઈ વ્યવસ્થા કરી, પરંતુ જ્યારે અજાણતાં અમે ખોટા રસ્તે ચઢી ગયાં તો હવે આપ અમને પકડો છો. આ જ દલીલ રદ કરવા માટે અલ્લાહતઆલાએ પયગમ્બરો મોકલ્યાં અને ગ્રંથો ઉતાર્યા કે જેથી જિન્નાતોને તથા મનુષ્યોને સ્પષ્ટપણે ચેતવી દેવામાં આવે. હવે જો લોકો ખોટા રસ્તે ચાલે અને અલ્લાહ તેમને સજા આપે તો તેનો દોષ ખુદ તેમની ઉપર છે, નહીં કે અલ્લાહની ઉપર.

(૧૦૧) ''તમારો માલિક સર્વસંપન્ન છે'' એટલે કે તેની કોઈ ગરજ તમારા લીધે અટકેલી નથી, તેનો કોઈ ફાયદો તમારી સાથે જોડાયેલો નથી કે તમારી નાફરમાનીથી તેનું કંઈ બગડી જતું હોય અથવા તમારા આજ્ઞાપાલનથી તેને કોઈ ફાયદો પહોંચી જતો હોય. તમે બધાં મળીને કટ્ટર નાફરમાન બની જાઓ તો તેની બાદશાહીમાં રજમાત્ર પણ ઘટાડો કરી શકતાં નથી, અને બધાં જ મળીને તેના આજ્ઞાકારી અને ઈબાદત કરનારા બની જાઓ તો તેના સામ્રાજ્યમાં કોઈ વધારો કરી શકતાં નથી. તે ન તો તમારી સલામીઓનો મોહતાજ છે, ન તો તમારી ભેટસોગાદોનો. તેના અસંખ્ય ખજાનાં તમારી ઉપર લૂંટાવી રહ્યો છે અને તેના બદલામાં તમારી પાસેથી પોતાના માટે કંઈ પણ માગતો નથી.

''અને દયા તેની રીત'' છે. અહીં સંદર્ભની દ્રષ્ટિએ આના બે અર્થ થાય છે. એક આ કે, તમારો માલિક તમને સીધા માર્ગે ચાલવાની જે શિખામણ આપે છે અને સર્વસમંત સત્યની વિરૂદ્ધ કામ કરવાથી રોકે છે તેનું કારણ આ નથી કે તમારા સીધા માર્ગે ચાલવાથી તેનો કોઈ ફાયદો અથવા ખોટા રસ્તે ચાલવાથી તેનું કોઈ નુકસાન થાય છે, બલ્કે આનું ખરૂં કારણ આ છે કે સીધા રસ્તે ચાલવામાં તમારો પોતાનો ફાયદો અને ખોટા રસ્તે

يُذْهِبْكُمْ وَ يَسْتَخْلِفْ مِنْ بَعْدِكُمْ مَّا يَشَآءُ كَمَآ اَنْشَاَكُمْ
مِّنْ ذُرِّيَّةِ قَوْمٍ اٰخَرِيْنَ ﴿۱۳۳﴾ اِنَّ مَا تُوْعَدُوْنَ لَاٰتٍ ۙ وَّ مَآ اَنْتُمْ
بِمُعْجِزِيْنَ ﴿۱۳۴﴾ قُلْ يٰقَوْمِ اعْمَلُوْا عَلٰى مَكَانَتِكُمْ اِنِّىْ عَامِلٌ ۚ فَسَوْفَ
تَعْلَمُوْنَ ۙ مَنْ تَكُوْنُ لَهٗ عَاقِبَةُ الدَّارِ ؕ اِنَّهٗ لَا يُفْلِحُ الظّٰلِمُوْنَ ﴿۱۳۵﴾

**તમને લોકોને લઈ જાય અને તમારી જગ્યાએ બીજા જે લોકોને ઇચ્છે, લઈ આવે જેવી રીતે તેણે તમને કેટલાક બીજા જ લોકોના વંશમાંથી ઉઠાવ્યાં છે. તમારી સાથે જે વસ્તુનો વાયદો કરવામાં આવી રહ્યો છે તે ચોક્કસ આવવાની છે[૧૦૨] અને તમે અલ્લાહને વિવશ કરી દેવાની તાકાત ધરાવતાં નથી. હે મુહમ્મદ ! કહી દો કે લોકો ! તમે તમારી જગ્યાએ કામ કરતાં રહો અને હું પણ મારી જગ્યાએ કામ કરી રહ્યો છું,[૧૦૩] ટૂંક સમયમાં જ તમને જણાઈ જશે કે પરિણામ કોના પક્ષમાં સારું આવે છે, જો કે આ હકીકત છે કે અત્યાચારીઓ કદાપિ સફળતા પામી શકતાં નથી.**

ચાલવામાં તમારું પોતાનું નુકસાન છે. તેથી આ તેની સદંતર મહેરબાની છે કે તે તમને એ સાચી રીતનું શિક્ષણ આપે છે જેનાથી તમે ઉચ્ચ દરજ્જાઓ સુધી પ્રગતિ કરવાને લાયક બની શકો છો અને એ ખોટી રીતથી રોકે છે જેના કારણે તમે નીચલા દરજ્જાઓ તરફ પતન પામો છો. બીજું આ કે, તમારો માલિક વાતે વાતે પકડનાર નથી. તમને સજા આપવામાં તેને આનંદ આવતો નથી, તે તમને પકડવા માટે અને મારવા માટે તત્પર નથી કે તમારાથી સહેજ ભૂલ થાય અને તે તમારી ખબર લઈ નાખે. હકીકતમાં તે તેની તમામ મખ્લૂક ઉપર અત્યંત મહેરબાન છે, ખૂબ જ ઉચ્ચ કક્ષાની દયા અને કૃપાની સાથે ખુદાઈ કરી રહ્યો છે, અને આ જ મામલો તેનો મનુષ્યોની સાથે પણ છે. એટલા જ માટે તે તમારા ગુના ઉપર ગુનાને માફ કરતો જાય છે. તમે હુકમોનો ભંગ કરો છો, ગુના કરો છો, અપરાધો આચરો છો, તેની આપેલી રોજી ઉપર પોષણ પામીને પણ તેના હુકમોથી વિમુખ બનો છો, પરંતુ તે નરમી અને દરગુજરનો જ વ્યવહાર કર્યે જાય છે અને તમને સુધરી જવાની, માની જવાની અને પોતાની સુધારણા કરવાની મહેતલ ઉપર મહેતલ આપતો જાય છે. પણ જો તે વાતે વાતે પકડનાર હોત તો તેના માટે જરા પણ મુશ્કેલ ન હતું કે તમને દુનિયામાંથી વિદાય કરી દેત અને તમારી જગ્યાએ બીજી કોઈ કોમને ઉભી કરી દેત અથવા તમામ મનુષ્યોને નષ્ટ કરીને બીજી કોઈ મખ્લૂક પેદા કરી દેત.

(૧૦૨) એટલે કે કયામત, જેના પછી બધા જ આગળ-પાછળના મનુષ્યોને નવેસરથી જીવતાં કરવામાં આવશે અને તેમના માલિકની સમક્ષ છેલ્લા ફેંસલા માટે રજૂ કરવામાં આવશે.

(૧૦૩) એટલે કે જો મારા સમજાવવાથી તમે સમજતાં નથી અને તમારા ખોટા વર્તનથી દૂર રહેતાં નથી તો જે માર્ગ ઉપર તમે ચાલી રહ્યાં છો તે માર્ગ ઉપર ચાલતાં રહો અને મને મારા માર્ગ પર ચાલવા માટે છોડી દો, પરિણામ જે કંઈ આવશે તે તમારી સામે પણ આવી જશે અને મારી સામે પણ.

وَ جَعَلُوۡا لِلّٰهِ مِمَّا ذَرَاَ مِنَ الۡحَرۡثِ وَ الۡاَنۡعَامِ نَصِيۡبًا فَقَالُوۡا

هٰذَا لِلّٰهِ بِزَعۡمِهِمۡ وَ هٰذَا لِشُرَكَآئِنَا‌ ۚ فَمَا كَانَ لِشُرَكَآئِهِمۡ فَلَا

**આ લોકોએ[૧૦૪] અલ્લાહ માટે ખુદ તેની જ પેદા કરેલી ખેતી અને ઢોરોમાંથી એક હિસ્સો નક્કી કર્યો છે અને કહે છે કે આ અલ્લાહ માટે છે, તેમની કલ્પનાથી, અને આ અમારા ઠેરવેલાં ભાગીદારો માટે.[૧૦૫] પછી જે હિસ્સો તેમના ઠેરવેલાં ભાગીદારો માટે છે તે તો અલ્લાહને**

**(૧૦૪)** ઉપરનું પ્રવચન આ વાતે સમાપ્ત થયું હતું કે જો આ લોકો શિખામણ સ્વીકારવા માટે તૈયાર ન હોય અને તેમની જહાલતનો જ આગ્રહ રાખતાં હોય તો એમને કહી દો કે, સારું, તમે તમારી રીત ઉપર અમલ કરતાં રહો અને હું મારી રીત ઉપર અમલ કરીશ. કયામત એક દિવસ ચોકકસ આવવાની છે, એ વખતે તમને ખબર પડી જશે કે આ વલણનું પરિણામ શું આવે છે. આમ છતાં, આટલું તો બરાબર સમજી લો કે ત્યાં અત્યાચારીઓને સફળતા મળશે નહીં. આના પછી હવે એ જહાલતની થોડીક સ્પષ્ટતા કરવામાં આવે છે જેના માટે એ લોકો આગ્રહ કરી રહ્યા હતાં અને જેને છોડવા માટે તેઓ કોઈ રીતે તૈયાર ન હતાં. તેમને જણાવવામાં આવી રહ્યું છે કે તમારો એ ''જુલમ'' શું છે જેની ઉપર કાયમ રહીને તમે કોઈપણ સફળતાની આશા રાખી શકો નહીં.

**(૧૦૫)** આ વાતને તેઓ પોતે કબૂલ કરતા હતાં કે ધરતી અલ્લાહની છે અને ખેતી તે જ ઉગાડે છે. આ ઉપરાંત એ પશુઓનો સર્જક પણ તે અલ્લાહ જ છે જેમની પાસેથી તેઓ તેમના જીવનમાં સેવાઓ લે છે. પરંતુ તેમનો એવો ખ્યાલ હતો કે તેમની ઉપર અલ્લાહની આ કૃપા એ દેવી-દેવતાઓ, ફરિશ્તાઓ, જિન્નાતો, આકાશી તારાઓ અને અગાઉ થઈ ગયેલાં મહાન લોકોના આત્માઓના કારણે તેમજ તેમની બરકતોના કારણે છે જે તેમની ઉપર કૃપાદ્રષ્ટિ ધરાવે છે. આથી, તેઓ તેમની ખેત-પેદાશોમાં અને તેમના પશુઓમાંથી બે હિસ્સા કાઢતા હતાં, એક હિસ્સો અલ્લાહના નામનો, તેનો આભાર વ્યકત કરવા માટે કે તેણે આ ખેતરો અને પશુઓ તેમને આપ્યાં છે, અને બીજો હિસ્સો તેમના કુળ અથવા કબીલાના દેવી-દેવતાઓ માટે ભેટ-સોગાદોનો, જેથી તેમના આશીર્વાદ તેમની ઉપર ચાલુ રહે. અલ્લાહતઆલા સૌથી પહેલાં તેમના આ 'જુલમ' માટે પકડ કરે છે કે આ બધાં જ પશુઓ અમારા પેદા કરેલાં છે અને અમારા આપેલાં છે, આમાં આ બીજાંની ભેટ-સોગાદ શા માટે ? આ નમકહરામી નહીં તો બીજું શું છે કે તમે તમારી ઉપર ઉપકાર કરનારના ઉપકારને કે, જે તેણે ફકત તેની કૃપા અને મહેરબાના લીધે તમારી ઉપર કર્યો છે, તેને બીજાંની દરમ્યાનગીરી અને તેમના માધ્યમનું પરિણામ ઠરાવો છો અને આભાર દર્શનના અધિકારમાં તેમને તેની સાથે ભાગીદાર બનાવો છો. આના પછી, ઈશારામાં બીજી પકડ એ વાત માટે કરવામાં આવી છે કે આ અલ્લાહનો હિસ્સો જે તમે નકકી કરેલો છે, એ પણ તમે તમારા મનથી જ નકકી કરી લીધો છે, કાનૂન ઘડનારાં જાતે જ બની ગયાં છો, જાતે જ જે હિસ્સો ઈચ્છો અલ્લાહ માટે નકકી કરી લો છો અને જેટલું ઈચ્છો છો બીજાં માટે નકકી કરી લો છો, જો કે પોતાની બક્ષિસનો અસલ માલિક અને મુખત્યાર અલ્લાહ પોતે જ છે, અને આ વાત તેના કાનૂન પ્રમાણે જ નકકી થવી જોઈએ કે તેની બક્ષિસમાંથી કેટલો હિસ્સો તેના આભારદર્શન માટે અલગ કાઢવામાં આવે અને બાકીના હિસ્સામાં કોણ કોણ હકકદાર છે. તેથી હકીકતમાં

يَصِلُ إِلَى اللّٰهِ ۚ وَمَا كَانَ لِلّٰهِ فَهُوَ يَصِلُ إِلٰى شُرَكَآئِهِمْ ۗ سَآءَ
مَا يَحْكُمُوْنَ ﴿١٣٦﴾ وَكَذٰلِكَ زَيَّنَ لِكَثِيْرٍ مِّنَ الْمُشْرِكِيْنَ

**નથી પહોંચતો પરંતુ જે અલ્લાહ માટે છે તે તેમના ભાગીદારોને પહોંચી જાય છે.[૧૦૬] કેવા ખરાબ ફેંસલાં કરે છે આ લોકો?**

**અને આવી જ રીતે ઘણાં મુશ્રિકો માટે તેમના ઠેરવેલા ભાગીદારોએ તેમના બાળકોની હત્યાને**

આ જે હિસ્સો ઉદ્દંડતાપૂર્વક આ લોકો પોતાના મિથ્યા અનુમાન પ્રમાણે ખુદા માટે કાઢે છે, તથા ગરીબો અને મોહતાજો માટે દાન કરે છે, એ પણ કોઈ નેકી નથી. ખુદાને ત્યાં તે સ્વીકારવામાં આવે તેના માટે કોઈ કારણ નથી.

(૧૦૬) આ એક નાજુક કટાક્ષ છે તેમના એ કૃત્ય માટે કે તેઓ ખુદાના નામે જે હિસ્સો કાઢે છે તેમાં પણ વિવિધ પ્રકારની ચાલાકીઓ વાપરીને ઘટાડો કરતા રહેતા હતાં અને દરેક રીતે તેમના ઘડી કાઢેલાં દેવી-દેવતાઓનો હિસ્સો વધારવાનો પ્રયાસ કરતા હતાં જેના ઉપરથી જણાઈ જતું હતું કે જે રસ તેમને તેમના દેવી-દેવતાઓમાં છે તે ખુદામાં નથી. દા.ત. અનાજ અથવા ફળો વગેરે ખુદાના નામ પર કાઢવામાં આવે, તેમાંથી જો કંઈ વેરાઈ જાય તો તે દેવી-દેવતાઓના હિસ્સામાં દાખલ કરી દેવામાં આવતું હતું અને જો દેવી-દેવતાઓના હિસ્સામાંથી કંઈ પણ પડી જાય અથવા ખુદાના હિસ્સામાં ભળી જાય તો તેને તેમના જ હિસ્સામાં પાછું નાખી દેવામાં આવતું હતું. ખેતીનો જે ભાગ દેવી-દેવતાઓના ચઢાવા માટે અલગ અનામત રાખવામાં આવતો હતો જો તેમાંથી પાણી એ ભાગમાંથી ફૂટીને વહી જાય જે ખુદાના ચઢાવા માટે અનામત રાખવામાં આવ્યો હતો, તો તેનો સમગ્ર પાક દેવી-દેવતાઓના ભાગમાં દાખલ કરી દેવામાં આવતો હતો, પરંતુ જો આનાથી ઊલટું થાય ત્યારે ખુદાના હિસ્સામાં કોઈ વધારો કરવામાં આવતો ન હતો. જો કયારેક દુષ્કાળના કારણે ચઢાવાનું અનાજ જાતે વાપરવાની જરૂર પડી જાય તો ખુદાનો હિસ્સો ખાઈ જતા હતાં પરંતુ દેવી-દેવતાઓના હિસ્સાને હાથ લગાવવાથી ડરતા હતાં કે કયાંક કોઈ આફત ઉતરી ન આવે. જો કોઈ કારણે દેવી-દેવતાઓના હિસ્સામાં થોડોક ઘટાડો થઈ જાય તો તે ઘટાડો ખુદાના હિસ્સામાંથી પૂરો કરી દેવામાં આવતો હતો પરંતુ ખુદાના હિસ્સામાં ઘટાડો થાય તો દેવી-દેવતાના હિસ્સામાંથી એક દાણો પણ તેમાં નાખવામાં આવતો ન હતો. આમ કરવાની સામે જો કોઈ ટીકા કરે તો જવાબમાં જાતજાતના ભ્રમક કારણો રજૂ કરવામાં આવતા હતાં. દા.ત. તેઓ એમ કહેતાં કે, ખુદા તો સર્વસંપન્ન છે, તેના હિસ્સામાંથી થોડું ઓછું પણ થઈ જાય તો તેને શું પરવા હોય. આ દેવી-દેવતાઓ તો બંદા છે, ખુદાની જેમ સર્વસંપન્ન નથી, તેથી થોડો વધારો-ઘટાડો થાય તો પણ તમને ત્યાં પકડ કરવામાં આવે છે.

આ અંધશ્રદ્ધાનું મૂળ શું હતું તેને સમજવા માટે એ જાણવું પણ જરૂરી છે કે જાહિલ આરબો તેમના માલમાંથી જે હિસ્સો ખુદા માટે કાઢતા હતાં તે ફકીરો, ગરીબો, મુસાફરો અને અનાથો વગેરે માટે વાપરવામાં આવતો હતો, અને જે ભાગ દેવી-દેવતાઓને ચઢાવવા માટે કાઢતા હતાં તે કાં તો સીધેસીધો ધાર્મિક વર્ગોના પેટમાં જતો હતો અથવા સ્થાનકો ઉપર ભેટ તરીકે ધરવામાં આવતો, અને આમ, પરોક્ષ રીતે સેવકો અને પૂજારીઓ સુધી

قَتْلَ اَوْلَادِهِمْ شُرَكَآؤُهُمْ لِيُرْدُوْهُمْ وَ لِيَلْبِسُوْا عَلَيْهِمْ دِيْنَهُمْ ؕ

**સુંદર બનાવી દીધી છે[૧૦૭] કે જેથી તેમને બરબાદીમાં નાખે દે[૧૦૮] અને તેમના માટે તેમના દીનને શંકાસ્પદ બનાવી દે.[૧૦૯]**

પહોંચી જતો હતો. એટલા માટે આ સ્વાર્થી ધાર્મિક વડાઓએ સૈકાઓના સતત ઉપદેશ વડે આ વાત જાહિલોના દિલમાં બેસાડી દીધી હતી કે ખુદાના હિસ્સામાં ઘટાડો થઈ જાય તો કોઈ વાંધો નહીં, પરંતુ ''ખુદાના વહાલાઓ''ના હિસ્સામાં ઘટાડો થવો જોઈએ નહીં, બલ્કે બને ત્યાં સુધી થોડો વધારો થતો રહે તો બહેતર છે.

**(૧૦૭)** અહીં ''ભાગીદારો'' શબ્દ બીજા એક અલગ અર્થમાં વપરાયો છે જે ઉપરના અર્થ કરતાં જુદો છે. ઉપરોકત આયતમાં જેમને ''ભાગીદાર'' શબ્દ વડે સંબોધવામાં આવ્યા હતાં તે તેમના દેવી-દેવતાઓ હતાં જેમના આશીર્વાદ અથવા ભલામણ અથવા દરમ્યાનગીરીને આ લોકો નિયામતો મેળવવા માટે મદદરૂપ માનતા હતાં અને નિયામતના આભારના હકકમાં તેમને ખુદાની સાથે ભાગીદાર બનાવતા હતાં. આનાથી વિરૂદ્ધ, આ આયતમાં ''ભાગીદાર''નો અર્થ એ મનુષ્યો અને શૈતાનો છે જેમણે સંતાનની હત્યાને એ લોકોની નજરમાં એક કાયદેસર અને પસંદગીપાત્ર કૃત્ય બનાવી દીધું હતું. તેમને ભાગીદાર કહેવાનું કારણ આ છે કે ઇસ્લામની દ્રષ્ટિએ જેવી રીતે પૂજાનો હકકદાર એકમાત્ર અલ્લાહતઆલા છે એવી જ રીતે મનુષ્યો માટે કાયદો બનાવવાનો, અને કાયદેસર અને ગેરકાયદેસરની મર્યાદાઓ નકકી કરવાનો હકકદાર પણ માત્ર અલ્લાહ જ છે. એટલા માટે જેવી રીતે કોઈ બીજાની સમક્ષ પૂજાની વિધિઓમાંથી કોઈ વિધિ કરવી તેને ખુદાનો ભાગીદાર બનાવવા સમાન છે, એવી જ રીતે કોઈના પોતે ઘડી કાઢેલા કાયદાને સાચો માનીને તેની ઉપર અમલ કરવો અથવા તેણે નકકી કરેલી મર્યાદાઓને અનુસરવાને પાત્ર માનવી એ પણ તેને ખુદાઈમાં અલ્લાહનો ભાગીદાર ઠરાવવા સમાન છે. આ બન્ને ક્રિયાઓ કોઈપણ સંજોગોમાં શિર્ક છે, ભલે પછી તેમનું આચરણ કરનાર એ હસ્તીઓને મૌખિક રીતે ઈલાહ (ખુદા) અથવા રબ (માલિક) કહે કે ન કહે જેમની સમક્ષ તે ભેટ-સોગાદો ચઢાવે છે, અથવા જેમના નકકી કરેલા કાનૂનને અનુસરણને પાત્ર માને છે.

સંતાનની હત્યાની ત્રણ પદ્ધતિઓ આરબોમાં એ જમાનામાં પ્રચલિત હતી અને કુર્આનમાં ત્રણેયની તરફ સંકેત કરવામાં આવ્યો છેઃ

(૧) પુત્રીઓની હત્યા એ ખ્યાલથી કે કોઈ તેમનો જમાઈ ન બને અથવા કબીલાઓની લડાઈઓમાં તેઓ દુશ્મનના હાથમાં આવી ન જાય અથવા કોઈ બીજા કારણસર તેઓ તેમના માટે શરમ અને અપમાનનું કારણ ન બને.

(૨) બાળકોની હત્યા, એવા ખ્યાલથી કે તેઓ તેમના ભરણપોષણનો બોજો ઉઠાવી શકાશે નહીં, અને રોજીરોટીના સાધનોની તંગીના કારણે તેઓ અસહ્ય બોજો બની જશે.

(૩) બાળકોને તેમના દેવી-દેવતાઓની પ્રસન્નતા માટે બલિ ચઢાવવાં.

**(૧૦૮)** આ બરબાદી શબ્દ ખૂબ જ અર્થસભર છે. આનો અર્થ નૈતિક બરબાદી પણ છે. જે માણસ દિલની કઠોરતા અને સખ્તાઈની એ હદે પહોંચી જાય કે તે તેના સંતાનને પોતાના હાથે જ મારી નાખવા માગે તેની

وَلَوْ شَآءَ اللّٰهُ مَا فَعَلُوْهُ فَذَرْهُمْ وَمَا يَفْتَرُوْنَ ﴿١٣٧﴾ وَقَالُوْا
هٰذِهٖٓ اَنْعَامٌ وَّحَرْثٌ حِجْرٌ ۖ لَّا يَطْعَمُهَآ اِلَّا مَنْ نَّشَآءُ بِزَعْمِهِمْ
وَاَنْعَامٌ حُرِّمَتْ ظُهُوْرُهَا وَاَنْعَامٌ لَّا يَذْكُرُوْنَ اسْمَ اللّٰهِ
عَلَيْهَا افْتِرَآءً عَلَيْهِ ۭ سَيَجْزِيْهِمْ بِمَا كَانُوْا يَفْتَرُوْنَ ﴿١٣٨﴾

**જો અલ્લાહ ઈચ્છતો હોત તો તેઓ આવું ન કરત, એટલા માટે તેમને છોડી દો કે તેઓ તેમની જુઠ્ઠી વાતો ઘડવામાં લાગેલાં રહે.[૧૧૦]**

**કહે છે કે આ પશુઓ અને આ ખેતરો સલામત છે, આમને માત્ર એ જ લોકો ખાઈ શકે છે જેમને અમે ખવડાવવા માગીએ, જો કે આ મનાઈ તેમની પોતાની ઘડી કાઢેલી છે.[૧૧૧] પછી કેટલાક પશુઓ છે જેમની ઉપર સવારી કરવી અને માલવહન હરામ કરી દેવામાં આવ્યું છે અને કેટલાક પશુઓ છે જેમની ઉપર તેઓ અલ્લાહનું નામ લેતાં નથી[૧૧૨] અને આ બધું જ તેમણે અલ્લાહના નામે ઘડી કાઢેલું છે,[૧૧૩] ટૂંક સમયમાં જ અલ્લાહ આમને આ જૂઠ્ઠી વાતો ઘડી કાઢવાનો બદલો આપશે.**

---

અંદર માનવતાના ગુણોની વાત તો દૂર રહી પરંતુ પશુઓના ગુણો પણ બાકી રહેતાં નથી. અને વંશીય અને કોમી બરબાદી પણ કારણ કે બાળહત્યાનું ચોકકસ પરિણામ વંશના ઘટાડામાં અને વસ્તીના ઘટાડામાં અનિવાર્ય રીતે આવે છે. આનાથી માનવજાતિને પણ હાનિ પહોંચે છે અને એ કોમ પણ બરબાદીની ખીણમાં પડી જાય છે જે તેના હિમાયતીઓ અને સંસ્કૃતિના રક્ષકો અને તેના વારસાની જાળવણી કરનારાઓને પેદા થવા દેતી નથી, અથવા જન્મતાં જ પોતે પોતાના હાથે તેમને મારી નાખે છે. અને આનો અર્થ અંજામની બરબાદી પણ છે કે જે માણસ નિર્દોષ બાળકો ઉપર જુલમ કરે છે અને જે પોતાની માનવતાને, બલ્કે પોતાની પાશવી પ્રકૃતિ સુદ્ધાંને, આવી રીતે ઊંધી છરીએ ઝબેહ કરે છે અને જે માનવજાતિની સાથે, અને ખુદ પોતાની કોમની સાથે આ દુશ્મની કરે છે, તે પોતાની જાતને ખુદાની સખત સજાને પાત્ર બનાવે છે.

(૧૦૯) જહાલત કાળના આરબો પોતાને હઝરત ઈબ્રાહીમ અ.સ. અને હઝરત ઈસ્માઈલ અ.સ.ના અનુયાયી માનતા અને સમજતાં હતાં, અને આના કારણે તેમની આ માન્યતા હતી કે જે ધર્મનું તેઓ પાલન કરી રહ્યાં છે તે ખુદાનો પસંદગી પામેલો ધર્મ જ છે પરંતુ જે દીન એ લોકોએ હઝરત ઈબ્રાહીમ અ.સ. અને ઈસ્માઈલ અ.સ. પાસેથી શીખ્યો હતો તેમાં પાછળની સદીઓમાં ધાર્મિક આગેવાનો, કબીલાના સરદારો, કુટુંબોના વડાઓ અને જુદા જુદા લોકો જાતજાતની માન્યતાઓ, વિધિઓ અને રિવાજોનો ઉમેરો કરતા ગયાં જેમને અનુગામી પેઢીઓએ અસલ ધર્મનો ભાગ માની લીધી અને શ્રદ્ધાપૂર્વક તેનું અનુસરણ કર્યું કેમ કે રિવાયતોમાં, ઈતિહાસમાં અથવા કોઈ પુસ્તકમાં એવી કોઈ નોંધ લખેલી ન હતી જેના ઉપરથી જણાઈ આવે કે મૂળ ધર્મ શું હતો અને

وَقَالُوْا مَا فِيْ بُطُوْنِ هٰذِهِ الْاَنْعَامِ خَالِصَةٌ لِّذُكُوْرِنَا وَمُحَرَّمٌ
عَلٰٓى اَزْوَاجِنَا ۚ وَاِنْ يَّكُنْ مَّيْتَةً فَهُمْ فِيْهِ شُرَكَآءُ ؕ سَيَجْزِيْهِمْ
وَصْفَهُمْ ؕ اِنَّهٗ حَكِيْمٌ عَلِيْمٌ ﴿۱۳۹﴾ قَدْ خَسِرَ الَّذِيْنَ قَتَلُوْٓا اَوْلَادَهُمْ
سَفَهًۢا بِغَيْرِ عِلْمٍ وَّحَرَّمُوْا مَا رَزَقَهُمُ اللّٰهُ افْتِرَآءً عَلَى اللّٰهِ ؕ قَدْ ضَلُّوْا

**અને કહે છે કે જે કંઈ આ પશુઓના પેટમાં છે તે અમારા પુરુષો માટે અનામત છે અને અમારી સ્ત્રીઓ માટે હરામ, પરંતુ જો તે મરેલું હોય તો બન્ને તેને ખાવામાં સામેલ થઈ શકે છે.[૧૧૪] આ વાતો કે જે તેમણે ઘડી કાઢેલી છે તેમનો બદલો અલ્લાહ તેમને આપીને જ રહેશે, નિઃશંક તે ડહાપણવાળો છે અને બધી જ વાતોની તેને ખબર છે.**

**નિઃશંક ખોટમાં ગયાં એ લોકો કે જેમણે તેમના બાળકોને અજ્ઞાન અને મૂર્ખતાના કારણે કતલ કર્યાં અને અલ્લાહની આપેલી રોજીને અલ્લાહના નામે જૂઠ્ઠાણાં ઘડીને હરામ ઠેરવી લીધી. નિઃશંક તેઓ ભટકી ગયાં**

પાછળથી કઈ વસ્તુઓ, કયા જમાનામાં, કોણે, કેવી રીતે ઉમેરી. આના કારણે આરબો માટે તેમનો સમગ્ર દીન શંકાસ્પદ બની ગયો હતો. તેઓ કોઈ વસ્તુ વિષે ખાતરીપૂર્વક એટલું પણ કહી શકતા ન હતાં કે આ એ જ અસલ ધર્મનો ભાગ છે જે ખુદા તરફથી આવ્યો હતો તેમજ એ પણ જાણતા ન હતાં કે આ નવી નવી વસ્તુઓ અને ખોટા રીત-રિવાજો છે જે પાછળથી લોકોએ વધારી દીધાં. આ જ પરિસ્થિતિ અંગે આ કથનમાં જણાવવામાં આવ્યું છે.

**(૧૧૦)** એટલે કે જો અલ્લાહ ઈચ્છત કે તેઓ આવું ન કરે તો તેઓ કદાપિ કરી શકવાના ન હતાં, પરંતુ કેમ કે અલ્લાહની મરજી આ જ હતી કે જે માણસ જે રસ્તા ઉપર જવા માગે છે તેને જવાની તક આપવામાં આવે, એટલા જ માટે આ બધું થયું. તેથી જો આ લોકો તમારા મનાવવાથી નથી માનતાં અને તેમના ઘડી કાઢેલાં જુઠ્ઠાણાં માટે આગ્રહ રાખે છે તો જે તેઓ કરવા માગે છે કરવા દો, તેમની પાછળ પડવાની કોઈ જરૂર નથી.

**(૧૧૧)** આરબોનો એવો નિયમ હતો કે અમુક પશુઓ માટે અથવા અમુક ખેતીના ઉત્પાદન વિષે એવી માનતા માની લેતા હતાં કે, આ અમુક સ્થાનક અથવા ફલાણા સંત-મહાત્મા માટે અનામત છે. એ માની લીધેલી વસ્તુને હરકોઈ ખાઈ શકતો ન હતો, બલ્કે આના માટે તેમને ત્યાં એક વ્યવસ્થિત કાયદો હતો જેની રૂએ વિવિધ ચઢાવાને ખાસ લોકો જ ખાઈ શકતા હતાં. અલ્લાહતઆલા તેમના આ કૃત્યને શિર્કયુકત કૃત્યોમાં ગણે છે, એટલું જ નહીં બલ્કે આ પાસાથી પણ ઠપકો આપે છે કે આ કાયદો તેમનો પોતાનો ઘડી કાઢેલો છે, એટલે કે જે ખુદાની રોજીમાંથી આ લોકો માનતાઓ માને છે અને ચઢાવા ચઢાવે છે તેણે ન તો આવી માનતાઓ અને ચઢાવા માટે કોઈ હુકમ આપેલો છે, ન તો તેમના ખાવા ઉપર આવા પ્રતિબંધો મૂકયાં છે. આ બધું જ ઉદ્દંડ અને વિદ્રોહી બંદાઓએ તેમના અખત્યારથી જાતે જ લખી કાઢેલું છે.




وَمَا كَانُوْا مُهْتَدِيْنَ ﴿١٤٠﴾ وَهُوَ الَّذِيْٓ اَنْشَاَ جَنّٰتٍ مَّعْرُوْشٰتٍ وَّ
غَيْرَ مَعْرُوْشٰتٍ وَّالنَّخْلَ وَالزَّرْعَ مُخْتَلِفًا اُكُلُهٗ وَالزَّيْتُوْنَ
وَالرُّمَّانَ مُتَشَابِهًا وَّغَيْرَ مُتَشَابِهٍ ؕ كُلُوْا مِنْ ثَمَرِهٖٓ اِذَآ

**અને કદાપિ તેઓ સીધો માર્ગ પામનારાંમાંથી ન હતાં.[૧૧૫] (રુકૂઅ-૧૬)**

**એ અલ્લાહ જ છે જેણે જાત જાતના બાગો અને દ્રાક્ષના[૧૧૬] બગીચાં અને ખજૂરના બગીચાં પેદા કર્યા, ખેતીઓ ઉગાડી જેમાંથી જાત જાતની ખાદ્ય વસ્તુઓ પ્રાપ્ત થાય છે, જૈતૂન અને અનારના વૃક્ષો પેદા કર્યા જેના ફળ દેખાવમાં એકબીજા જેવાં અને સ્વાદમાં અલગ હોય છે. ખાઓ આમની પેદાશ જયારે**

**(૧૧૨)** રિવાયતો ઉપરથી જણાય છે કે આરબોને ત્યાં અમુક ખાસ માનતાઓ અને ચઢાવા માટેના પશુઓ એવા હતાં જેમની ઉપર ખુદાનું નામ લેવાનું યોગ્ય માનવામાં આવતું ન હતું. તેમની ઉપર સવાર થઈને હજજ કરવાની મનાઈ હતી, કેમ કે હજજ માટે لَبَّيْكَ اللّٰهُمَّ لَبَّيْكَ કહેવું પડતું હતું. આવી જ રીતે તેમનું દૂધ દોહતી વખતે, અથવા તેમની ઉપર બેઠાં હોવ ત્યારે, અથવા તેમને ઝબેહ કરતી વખતે, અથવા તેમને ખાતી વખતે એ વાતનું ખાસ ધ્યાન રાખવામાં આવતું હતું કે ખુદાનું નામ જીભ ઉપર ન આવે.

**(૧૧૩)** એટલે કે આ કાયદાઓ ખુદાના ઠરાવેલાં નથી, પરંતુ તેઓ તેમનું પાલન એમ જ માનીને કરી રહ્યાં છે કે તેમને ખુદાએ બનાવેલાં છે અને એમ માનવા માટે તેમની પાસે અલ્લાહના કોઈ હુકમની સનદ નથી બલ્કે માત્ર એટલી જ સનદ છે કે બાપદાદાના જમાનાથી આવું જ થતું આવ્યું છે.

**(૧૧૪)** આરબોને ત્યાં ભેટ ધરવા અને માનતાઓના પશુઓ વિશે જે ઘડી કાઢેલો કાયદો હતો તેની એક કલમ આ પણ હતી કે આવા પશુઓના પેટમાંથી જે બચ્ચું પેદા થાય તેનું માંસ માત્ર પુરૂષો જ ખાઈ શકે છે, સ્ત્રીઓ માટે તેનું ખાવું અયોગ્ય છે. પરંતુ જો તે બચ્ચું મરેલું પેદા થાય અથવા મરી જાય તો તેનું માંસ ખાવામાં પુરૂષ અને સ્ત્રી બંને સામેલ થઈ શકે છે.

**(૧૧૫)** જો કે એ લોકો કે જેમણે આ રિવાજ ઘડી કાઢયા હતાં તે તમારા બાપદાદા હતાં, તમારા ધાર્મિક સંતો હતાં, તમારા આગેવાનો અને સરદારો હતાં, પરંતુ હકીકત તો કોઈ પણ સંજોગોમાં હકીકત જ રહે છે, તેમની ઉપજાવી કાઢેલી ખોટી રીતો માત્ર એટલા માટે સાચી અને પવિત્ર હોઈ ન શકે કે તેઓ તમારા વડવાઓ અને વડીલો હતાં. જે જુલમીઓએ બાળહત્યા જેવા પાશવી કૃત્યનો રિવાજ બનાવ્યો હોય, જેમણે ખુદાની આપેલી રોજીને કોઈપણ કારણ વિના ખુદાના બંદાઓ માટે હરામ ઠરાવી હોય, જેમણે દીનમાં પોતાના તરફથી નવી નવી વાતો ભેળવીને ખુદાના નામે ચઢાવી દીધી હોય, તેઓ સફળ અને સન્માર્ગી કેવી રીતે હોઈ શકે ? એ લોકો તમારા વડવાઓ અને વડીલો જ કેમ ન હોય, છેવટે હતાં તો તેઓ ભટકેલાં અને તેમના ભટકવાનું ખરાબ પરિણામ પણ તેઓ જોઈને રહેશે.

اَثْمَرَ وَ اٰتُوْا حَقَّهٗ يَوْمَ حَصَادِهٖ ۖ وَلَا تُسْرِفُوْا ؕ اِنَّهٗ لَا يُحِبُّ
الْمُسْرِفِيْنَ ۙ﴿۱۴۱﴾ وَمِنَ الْاَنْعَامِ حَمُوْلَةً وَّ فَرْشًا ؕ كُلُوْا مِمَّا
رَزَقَكُمُ اللّٰهُ وَلَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ؕ اِنَّهٗ لَكُمْ عَدُوٌّ
مُّبِيْنٌ ۙ﴿۱۴۲﴾ ثَمٰنِيَةَ اَزْوَاجٍ ۚ مِنَ الضَّاْنِ اثْنَيْنِ وَمِنَ الْمَعْزِ
اثْنَيْنِ ؕ قُلْ ءٰٓالذَّكَرَيْنِ حَرَّمَ اَمِ الْاُنْثَيَيْنِ اَمَّا اشْتَمَلَتْ عَلَيْهِ

**આમને ફળ લાગે, અને અલ્લાહનો હક્ક ચૂકવો જ્યારે આમનો પાક ઉતારો, અને હદથી આગળ ન વધો કેમકે અલ્લાહ હદ વટાવી જનારા લોકોને પસંદ કરતો નથી. પછી એ જ છે જેણે ઢોરોમાંથી એ જનાવરો પણ પેદા કર્યાં જેમની પાસેથી સવારી અને માલવહનનું કામ લેવામાં આવે છે અને એ પણ જે ખાવાના અને પાથરવાના કામમાં આવે છે.[૧૧૭] ખાઓ એ વસ્તુઓમાંથી જે અલ્લાહે તમને બક્ષેલી છે અને શૈતાનનું અનુસરણ ન કરો કારણ કે તે તમારો ખુલ્લો દુશ્મન છે.[૧૧૮] આ આઠ નર-માદા છે, બે ઘેટાંની જાતિમાંથી અને બે બકરાની જાતિમાંથી. હે મુહમ્મદ ! આમને પૂછો કે અલ્લાહે તેમના નર હરામ ઠેરવ્યાં છે કે માદા, અથવા એ બચ્ચાં જે ઘેટાં**

(૧૧૬) આયતમાં "جَنّٰتٍ مَّعْرُوْشٰتٍ وَّغَيْرَ مَعْرُوْشٰتٍ" શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે જેનો અર્થ બે પ્રકારના બગીચાં છે, એક એ જેમના વેલાં મંડપો ઉપર ચઢાવવામાં આવે છે, બીજાં એ જેમનાં વૃક્ષ પોતે પોતાના થડ ઉપર ઊભાં રહે છે. આપણી ભાષામાં બગીચાનો શબ્દ માત્ર બીજા પ્રકારના બગીચાં માટે જ વપરાય છે. એટલા માટે અમે جَنّٰتٍ غَيْرَ مَعْرُوْشٰتٍ નો અનુવાદ બાગ કર્યો છે અને جَنّٰتٍ مَعْرُوْشٰتٍ માટે "દ્રાક્ષના બગીચા"નો ઉપયોગ કર્યો છે.

(૧૧૭) આયતમાં فَرْش ફર્શ શબ્દનો ઉપયોગ થયો છે. પશુઓને પાથરણું કહેવું કાં તો એ રીતે છે કે તે નાના કદના છે અને જમીનને અડેલા રહીને ચાલે છે, અથવા એ રીતે છે કે તેમને ઝબેહ કરવા માટે જમીન ઉપર સુવડાવવામાં આવે છે, અથવા એ રીતે કે તેમના ચામડાં અને તેમના વાળમાંથી પાથરણાં બનાવવામાં આવે છે.

(૧૧૮) વાતનો સિલસિલો જોતાં સ્પષ્ટ જણાય છે કે અહીં અલ્લાહતઆલા ત્રણ વાતો સમજાવવા માગે છે. એક આ કે, આ બાગો, ખેતરો અને પશુઓ કે જે તમારી પાસે છે, આ બધાં જ અલ્લાહના આપેલાં છે, કોઈ બીજાની આ બક્ષિસમાં કોઈ ભૂમિકા નથી. એટલા માટે બક્ષિસનો આભાર માનવામાં પણ કોઈનો કોઈ હિસ્સો હોઈ શકે નહીં. બીજું આ કે, જ્યારે આ વસ્તુઓ અલ્લાહની બક્ષેલી છે ત્યારે તેમનો ઉપયોગ કરવામાં અલ્લાહના જ કાનૂનનું પાલન કરવું જોઈએ, બીજા કોઈને એ હકક પહોંચતો નથી કે તેમના ઉપયોગ ઉપર

اَرْحَامُ الْاُنْثَيَيْنِ ؕ نَبِّـُٔوْنِیْ بِعِلْمٍ اِنْ كُنْتُمْ صٰدِقِیْنَ ۙ﴿۱۴۳﴾ وَ
مِنَ الْاِبِلِ اثْنَیْنِ وَ مِنَ الْبَقَرِ اثْنَیْنِ ؕ قُلْ ءٰٓالذَّكَرَیْنِ
حَرَّمَ اَمِ الْاُنْثَیَیْنِ اَمَّا اشْتَمَلَتْ عَلَیْهِ اَرْحَامُ الْاُنْثَیَیْنِ ؕ
اَمْ كُنْتُمْ شُهَدَآءَ اِذْ وَصّٰىكُمُ اللّٰهُ بِهٰذَا ۚ فَمَنْ اَظْلَمُ مِمَّنِ
افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا لِّیُضِلَّ النَّاسَ بِغَیْرِ عِلْمٍ ؕ اِنَّ اللّٰهَ
لَا یَهْدِی الْقَوْمَ الظّٰلِمِیْنَ ۠﴿۱۴۴﴾ قُلْ لَّاۤ اَجِدُ فِیْ مَاۤ اُوْحِیَ اِلَیَّ

રુકૂઅ ૧૭

**અને બકરીઓના પેટમાં હોય ? સાચી જાણકારીના આધારે મને જણાવો જો તમે સાચા છો.[૧૧૯] અને આવી જ રીતે બે ઊંટની જાતિમાંથી છે અને બે ગાયની જાતિમાંથી. પૂછો, આમના નર અલ્લાહે હરામ ઠેરવ્યાં છે કે માદા, અથવા એ બચ્ચાં જે ઊંટણી અને ગાયના પેટમાં હોય ?[૧૨૦] શું તમે એ વખતે હાજર હતાં જ્યારે અલ્લાહે તેમના હરામ હોવા અંગેનો હુકમ આપ્યો હતો ? હવે એ માણસ કરતાં વધુ જુલમી કોણ હશે જે અલ્લાહના નામે જુઠ્ઠી વાત કહે કે જેથી જ્ઞાન વિના લોકોને ગેરમાર્ગે દોરે. નિઃશંક અલ્લાહ આવા અત્યાચારીઓને સીધો માર્ગ દેખાડતો નથી. (રુકૂઅ-૧૭)**

**હે મુહમ્મદ ! આમને કહો કે જે વહી મારી પાસે આવી છે તેમાં તો હું કોઈ વસ્તુ એવી જોતો નથી જે**

પોતાના તરફથી બંધનો મૂકે. અલ્લાહ સિવાય બીજા કોઈના નકકી કરેલા રિવાજોનું પાલન કરવું અને અલ્લાહ સિવાય બીજા કોઈની આગળ નિયામતના આભારદર્શન માટે ચઢાવા પ્રસ્તુત કરવાં, એ જ હદ વટાવી જવું છે, અને આ જ શૈતાનનું અનુસરણ છે. ત્રીજું આ કે, આ બધી વસ્તુઓ અલ્લાહે માનવીના ખાવા-પીવા અને તેનો ઉપયોગ કરવા માટે જ સર્જી છે, એટલા માટે સર્જી નથી કે વિના કારણે તેમને હરામ ઠરાવી લેવામાં આવે. અંધશ્રદ્ધા અને કલ્પનાઓના આધારે જે અંકુશો લોકોએ ખુદાની રોજી અને તેની બક્ષેલી વસ્તુઓ ઉપર લાગુ કરી લીધાં છે તે બધા અલ્લાહની મરજીની વિરૂદ્ધ છે.

(૧૧૯) એટલે કે કલ્પનાઓ અને અંધશ્રદ્ધા અથવા બાપદાદાની પરંપરાઓને પ્રસ્તુત ન કરો બલ્કે જ્ઞાન અને જાણકારી રજૂ કરો, જો તે તમારી પાસે હોય.

(૧૨૦) આ પ્રશ્ન આટલી વિગતપૂર્વક તેમની સામે એટલા માટે પ્રસ્તુત કરવામાં આવ્યો છે કે તેમની ઉપર ખુદ તેમની આ અંધશ્રદ્ધાની અતાર્કિકતા સ્પષ્ટ થઈ જાય. એક જ પશુનો નર હલાલ હોય અને માદા હરામ,

مُحَرَّمًا عَلٰى طَاعِمٍ يَّطْعَمُهٗۤ اِلَّاۤ اَنْ يَّكُوْنَ مَيْتَةً اَوْ دَمًا
مَّسْفُوْحًا اَوْ لَحْمَ خِنْزِيْرٍ فَاِنَّهٗ رِجْسٌ اَوْ فِسْقًا اُهِلَّ لِغَيْرِ اللّٰهِ
بِهٖ ۚ فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ وَّلَا عَادٍ فَاِنَّ رَبَّكَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٤٥﴾

**કોઈ ખાનાર માટે હરામ હોય, સિવાય કે તે મરેલું હોય, અથવા વહેવડાવેલું લોહી હોય, અથવા ડુક્કરનું માંસ હોય કારણ કે તે નાપાક છે, અથવા ગુનો હોય કે તે અલ્લાહ સિવાય કોઈ બીજાના નામે ઝબેહ કરવામાં આવ્યું હોય.[૧૨૧] પછી જે માણસ મજબૂરીની હાલતમાં (કોઈ વસ્તુ આમાંથી ખાઈ લે) એ સિવાય કે તે નાફરમાનીનો ઈરાદો ધરાવતો હોય અને એ સિવાય કે તે જરૂરિયાતની મર્યાદાને ઓળંગી જાય, તો નિઃશંક તમારો માલિક દરગુજર કરનાર અને દયાળુ છે.**

અથવા માદા હલાલ હોય અને નર હરામ, અથવા જનાવર પોતે તો હલાલ હોય પરંતુ તેનું બચ્ચું હોય હરામ, સ્પષ્ટપણે એક અતાર્કિક વાત છે કે જેને સીધી બુદ્ધિ માનવાનો ઇનકાર કરે છે, અને કોઈપણ બુદ્ધિશાળી માણસ એવું વિચારી શકે નહીં કે ખુદાએ આવા નિરર્થક કામોનો હુકમ આપ્યો હશે. બીજું, જેવી રીતે કુર્આને આરબોને તેમની આ અંધશ્રદ્ધાઓની અતાર્કિકતાને સમજાવવા માટેનો પ્રયાસ કર્યો છે, બરાબર આવી જ રીતે અન્ય કોમોને પણ તેમની અંધશ્રદ્ધાઓની નિરર્થકતા માટે ચેતવી શકાય કે જેમની અંદર ખાવા-પીવાની વસ્તુઓમાં હરામ અને હલાલના અતાર્કિક અંકુશો તથા આભડછેડના બંધનો જોવા મળે છે.

(૧૨૧) આ વિષય સૂરઃ બકરહની આયત-૭૩ માં અને સૂરઃ માઈદહ ની આયત-૩ માં આવી ગયો છે, તેમજ આગળ સૂરઃ નહ્‌લની આયત-૧૧૫ માં આવવાનો છે.

સૂરઃ બકરહની આયત અને આ આયતમાં બાહ્ય રીતે એટલો ફરક છે કે ત્યાં માત્ર "લોહી" કહેવામાં આવ્યું છે અને અહીં લોહીની સાથે **مَسْفُوْح** "મસ્ફૂહ" શબ્દની મર્યાદા મૂકવામાં આવી છે. એટલે કે એવું લોહી જે કોઈ જનાવરને ઘાયલ કરીને અથવા ઝબેહ કરીને કાઢવામાં આવ્યું હોય. પરંતુ હકીકતમાં આ મતભેદ નથી બલ્કે એ હુકમની સમજૂતી છે. આવી જ રીતે સૂરઃ માઈદહની આયતમાં આ ચારેય વસ્તુઓ ઉપરાંત બીજી વસ્તુઓના હરામ હોવાનો પણ ઉલ્લેખ જોવા મળે છે, એટલે કે એ જનાવર જે ગળું ટૂંપાઈ જતાં અથવા પછડાઈને અથવા ઊંચી જગ્યાએથી પટકાઈને અથવા ટકરાઈને મર્યો હોય, અથવા જેને કોઈ શિકારી પશુએ ફાડી ખાધો હોય. પરંતુ હકીકતમાં આ પણ મતભેદ નથી બલ્કે એક સમજૂતી છે જેના ઉપરથી જણાય છે કે જે જનાવરો આવી રીતે મરી ગયાં હોય તે પણ મરેલાંની વ્યાખ્યામાં આવી જાય છે.

ઈસ્લામી શરીઅતના નિષ્ણાંતોમાંથી એક વર્ગ એમ માને છે કે ખાદ્ય પશુઓમાંથી આ જ ચાર વસ્તુઓ હરામ છે અને તેમના સિવાય દરેક વસ્તુ કાયદેસર રીતે ખાઈ શકાય છે. આ જ મસ્લક હઝરત અબ્દુલ્લાહ ઈબ્નેઅબ્બાસ રદિ. અને હઝરત આઇશા રદિ.નો હતો. પરંતુ અનેક હદીસો ઉપરથી એવું જણાય છે કે નબી સ.અ.વ.એ અમુક વસ્તુઓ ખાવાની કાં તો મનાઈ કરી છે કાં તો તેમના પ્રત્યે અણગમો દર્શાવ્યો છે. દા.ત.

وَعَلَى الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا كُلَّ ذِىْ ظُفُرٍ ۚ وَمِنَ الْبَقَرِ وَالْغَنَمِ
حَرَّمْنَا عَلَيْهِمْ شُحُوْمَهُمَآ اِلَّا مَا حَمَلَتْ ظُهُوْرُهُمَآ اَوِ الْحَوَايَآ
اَوْ مَا اخْتَلَطَ بِعَظْمٍ ۗ ذٰلِكَ جَزَيْنٰهُمْ بِبَغْيِهِمْ ۖ وَاِنَّا لَصٰدِقُوْنَ ﴿١٤٦﴾

**અને જે લોકોએ યહૂદીમત અપનાવ્યો તેમની ઉપર અમે નહોર ધરાવતા તમામ જનાવર હરામ ઠેરવી દીધાં હતાં, અને ગાય તથા બકરીની ચરબી પણ સિવાય કે જે તેમની પીઠ અથવા તેમનાં આંતરડાં સાથે ચોંટેલી હોય અથવા હાડકાં સાથે ચોંટેલી રહી જાય. આ અમે તેમને તેમના વિદ્રોહની સજા આપી હતી[૧૨૨] અને આ જે કંઈ અમે કહી રહ્યાં છીએ તે તદ્દન સાચું કહી રહ્યાં છીએ.**

પાલતુ ગધેડાં, અણિયાળા દાંત ધરાવતા શિકારી જનાવરો અને નહોર ધરાવતા પક્ષી. આ જ કારણસર ઘણાંખરા વિદ્વાનો હરામને આ ચાર વસ્તુઓ સુધી સીમિત નથી માનતાં બલ્કે બીજી વસ્તુઓ સુધી તેને વિસ્તારે છે. પરંતુ આના પછી પણ જુદી જુદી વસ્તુઓના હલાલ અને હરામ હોવામાં વિદ્વાનો વચ્ચે મતભેદ રહ્યો છે. દા.ત. પાલતુ ગધેડાને ઈમામ અબૂ હનીફા, ઈમામ માલિક અને ઈમામ શાફઈ હરામ ગણે છે પરંતુ કેટલાક બીજા વિદ્વાનો કહે છે કે તે હરામ નથી બલ્કે કોઈ કારણસર નબી સ.અ.વ.એ એક પ્રસંગે એની મનાઈ કરી દીધી હતી. શિકારી પશુઓ, શિકારી પક્ષીઓ, મરેલું ખાનારા પશુઓને હનફી મસ્લકના લોકો તદ્દન હરામ ઠરાવે છે, પરંતુ ઈમામ માલિક અને ઔઝાઈને ત્યાં શિકારી પક્ષીઓ હલાલ છે. લૈસને ત્યાં બિલાડી હલાલ છે, ઈમામ શાફઈને ત્યાં માત્ર એ શિકારી પશુઓ હરામ છે જે મનુષ્યો ઉપર હુમલો કરે છે, જેમ કે સિંહ, વરૂ, ચિત્તો વગેરે. ઈકરિમાને ત્યાં કાગડો અને બિજ્જુ (બિલાડા જેવો એક પશુ) બન્ને હરામ છે. આવી જ રીતે હનફી લોકો જમીનના બધા જ જીવજંતુઓને હરામ ઠરાવે છે, પરંતુ ઈબ્ને અબીલૈલા, ઈમામ માલિક અને ઔઝાઈને ત્યાં સાપ હલાલ છે. આ બધાં જ જુદા જુદા કથનો અને એમની દલીલો ઉપર વિચાર કરતાં આ વાત સ્પષ્ટપણે જણાય છે કે હકીકતમાં ખુદાઈ કાનૂનમાં તદ્દન હરામ એ ચાર વસ્તુઓ જ છે જેનો ઉલ્લેખ કુર્આનમાં આપવામાં આવ્યો છે, આના સિવાય બીજા પશુઓના ખાવામાં અલગ અલગ કક્ષાનો અણગમો છે. જે વસ્તુઓનો અણગમો સહીહ-પ્રમાણભૂત રિવાયતો પ્રમાણે નબી સ.અ.વ. દ્વારા સાબિત થયેલો છે તે હરામની કક્ષાની વધુ નજીક છે, અને જે વસ્તુઓમાં વિદ્વાનો વચ્ચે મતભેદ થયો છે તેમનો અણગમો શંકાસ્પદ છે. જો કે સ્વાભાવિક અણગમો કે જેના કારણે કેટલાક લોકો કેટલીક વસ્તુઓને ખાવાનું પસંદ કરતાં નથી, અથવા વર્ગીય અણગમો કે જેના કારણે મનુષ્યોના અમુક વર્ગો અમુક વસ્તુઓને પસંદ નથી કરતાં, અથવા કોમી અણગમો જેના કારણે અમુક કોમો અમુક વસ્તુઓથી નફરત કરે છે, તો અલ્લાહનો કાનૂન કોઈને મજબૂર કરતો નથી કે તે કોઈ કારણ વિના એ દરેક વસ્તુને અવશ્ય ખાય જ જે હરામ કરવામાં આવી નથી, અને આવી રીતે શરીઅતનો કાયદો કોઈને એવો અધિકાર પણ આપતો નથી કે તે પોતાના અણગમાને કાયદો ઠરાવી દે અને એ લોકો ઉપર આક્ષેપ મૂકે જે એવા ખોરાકનો ઉપયોગ કરે છે જેને તે નાપસંદ કરે છે.

فَإِنْ كَذَّبُوكَ فَقُلْ رَّبُّكُمْ ذُو رَحْمَةٍ وَّاسِعَةٍ ۚ وَلَا يُرَدُّ بَأْسُهُ
عَنِ الْقَوْمِ الْمُجْرِمِينَ ﴿١٤٧﴾ سَيَقُولُ الَّذِينَ أَشْرَكُوا لَوْ شَاءَ اللَّهُ

**હવે જો તેઓ તમને ખોટા ઠેરવે તો તેમને કહી દો કે તમારા માલિકનું કૃપાક્ષેત્ર ખૂબ વિશાળ છે અને ગુનેગારો ઉપરથી તેની સજાને પલટાવી શકાતી નથી.**[૧૨૩]

**આ મુશ્રિક લોકો (તમારી આ વાતોના જવાબમાં) જરૂર કહેશે કે "અલ્લાહ ઇચ્છતો હોત**

(૧૨૨) આ વિષય કુર્આનમજીદમાં ત્રણ જગ્યાએ વર્ણવવામાં આવ્યો છેઃ સૂરઃ આલેઇમરાનમાં કહેવામાં આવ્યું છે, "આ તમામ ખાદ્ય વસ્તુઓ (જે મુહમ્મદી શરીઅતમાં હલાલ છે) બનીઇસ્રાઈલ માટે પણ હલાલ હતી, અલબત્ત, કેટલીક વસ્તુઓ એવી હતી જેમની તૌરાતના ઊતરાણ પહેલાં ઇસ્રાઈલે જાતે પોતાના માટે હરામ કરી લીધી હતી. આમને કહો કે, લાવો તૌરાત અને રજૂ કરો તેનું કોઈ લખાણ (જો તમે તમારા વાંધામાં) સાચા છો." (આયત-૯૩.) પછી સૂરઃ નિસામાં કહેવામાં આવ્યું કે, "બનીઇસ્રાઈલના ગુનાઓના કારણે અમે એવી ઘણી પાક વસ્તુઓ તેમના માટે હરામ કરી દીધી જે પહેલાં તેમના માટે હલાલ હતી." (આયત-૧૬૦) અને અહીં કહેવામાં આવ્યું છે કે, "તેમના વિદ્રોહના બદલામાં અમે તેમની ઉપર નહોરવાળાં જનાવરો હરામ કર્યાં અને બકરાં અને ગાયની ચરબી પણ તેમના માટે હરામ ઠરાવી દીધી." આ ત્રણેય આયતોને ભેગી કરવાથી જણાય છે કે મુહમ્મદી શરીઅત અને યહૂદી કાનૂન વચ્ચે પશુ ખોરાકના હરામ અને હલાલ હોવાની બાબતમાં જે તફાવત જોવા મળે છે, તે બે કારણો પર આધારિત છે :

એક આ કે, તૌરાતના ઊતરાણની સદીઓ પહેલાં હઝરત યાકૂબ અ.સ. (ઇસ્રાઈલ) એ અમુક વસ્તુઓનો ઉપયોગ કરવાનું છોડી દીધું હતું અને તેમના પછી તેમની સંતાને પણ એ વસ્તુઓ છોડી દીધી, એટલે સુધી કે યહૂદી વિદ્વાનોએ તેમને કાયદેસર રીતે હરામ માની લીધી અને તેમનું હરામ હોવાનું તૌરાતમાં લખી લીધું. આ વસ્તુઓમાં ઊંટ અને સસલું, સાફાનનો સમાવેશ થાય છે. આજે બાઇબલમાં તૌરાતના જે અવશેષો આપણને જોવા મળે છે તેમાં આ ત્રણ વસ્તુઓના હરામ હોવાનો ઉલ્લેખ છે. (લેવીય - ૧૧ : ૪ -૬, પુનર્નિયમ-૧૪ : ૭) પરંતુ કુર્આનમજીદમાં યહૂદીઓને જે પડકાર આપવામાં આવ્યો હતો કે, લાવો તૌરાત અને દેખાડો કે કયાં આ વસ્તુઓ હરામ લખવામાં આવી છે, આના ઉપરથી જણાયું કે તૌરાતમાં આ હુકમોનો ઉમેરો તેના પછી કરવામાં આવ્યો છે કેમ કે જો એ વખતે તૌરાતમાં આ હુકમો હોત તો બનીઇસ્રાઈલ તરત લાવીને રજૂ કરી દેત.

બીજો તફાવત આ કારણ ઉપર આધારિત છે કે અલ્લાહતઆલાના ઉતારેલા કાનૂન સામે જયારે યહૂદીઓએ વિદ્રોહ કર્યો અને જાતે પોતાના કાનૂન ઘડનારા બની ગયાં ત્યારે તેમણે ઘણી પાક વસ્તુઓને પોતાની નુકતેચીનીની વૃત્તિના કારણે જાતે હરામ કરી લીધી અને અલ્લાહતઆલાએ સજાના રૂપમાં તેમને આ ગેરસમજમાં પડેલાં રહેવા દીધાં. આ વસ્તુઓમાં એક તો નહોરવાળા જનાવરો સામેલ છે, એટલે કે શાહમૃગ, રાજહંસ, બતક વગેરે. બીજું ગાય અને બકરીની ચરબી. બાઇબલમાં આ બંને પ્રકારના હરામ હોવા અંગેના હુકમો તૌરાતમાં દાખલ કરી દેવામાં આવ્યાં છે (લેવીય-૧૧ : ૧૬-૧૮, પુનર્નિયમ-૧૪:૧૪-૧૫-૧૬,

مَآ اَشْرَكْنَا وَلَآ اٰبَآؤُنَا وَلَا حَرَّمْنَا مِنْ شَیْءٍ ؕ كَذٰلِكَ كَذَّبَ
الَّذِیْنَ مِنْ قَبْلِهِمْ حَتّٰى ذَاقُوْا بَاْسَنَا ؕ قُلْ هَلْ عِنْدَكُمْ مِّنْ
عِلْمٍ فَتُخْرِجُوْهُ لَنَا ؕ اِنْ تَتَّبِعُوْنَ اِلَّا الظَّنَّ وَاِنْ اَنْتُمْ اِلَّا
تَخْرُصُوْنَ ﴿۱۴۸﴾ قُلْ فَلِلّٰهِ الْحُجَّةُ الْبَالِغَةُ ۚ فَلَوْ شَآءَ لَهَدٰىكُمْ

**તો અમે ન તો શિર્ક કર્યું હોત અને ન તો અમારા બાપદાદાએ, અને ન તો અમે કોઈ વસ્તુને હરામ ઠરાવી હોત.''[૧૨૪] આવી જ વાતો બનાવીને આમની પહેલાના લોકોએ પણ સત્યને ખોટું ઠેરવ્યું હતું એટલે સુધી કે છેવટે અમારી યાતનાનો સ્વાદ તેમણે ચાખી લીધો. આમને કહો 'શું તમારી પાસે કોઈ જ્ઞાન છે કે જેને અમારી સમક્ષ રજૂ કરી શકો ? તમે તો માત્ર કલ્પનાઓને અનુસરી રહયાં છો અને સાવ તુક્કાબાજી કરો છો.' પછી કહો (તમારી આ દલીલના સામે) હકીકત સુધી પહોંચતી દલીલ તો અલ્લાહ પાસે છે, નિઃશંક જો અલ્લાહ ઇચ્છતો હોત તો તમને સૌને માર્ગદર્શન**

લેવીય-૩ : ૧૭ અને ૭, ૨૨-૨૩). પરંતુ સૂરઃ નિસા ઉપરથી જણાય છે કે, આ વસ્તુઓ તૌરાતમાં હરામ ન હતી બલ્કે હઝરત ઈસા અ.સ. પછી હરામ થઈ છે અને ઇતિહાસ પણ ગવાહી આપે છે કે, એ પ્રચલિત યહૂદી કાનૂનનું સંપાદન ઈ.સ. ૨ ના અંત ભાગમાં યહૂદા નામના રબ્બીના હાથે થયું છે.

હવે રહ્યો એ સવાલ કે, તો પછી આ વસ્તુઓ વિષે અહીં તેમજ સૂરઃ નિસામાં અલ્લાહતઆલાએ **حَرَّمْنَا** (અમે હરામ કરી) શબ્દનો ઉપયોગ શા માટે કર્યો ? તો આનો જવાબ આ છે કે ખુદા દ્વારા હરામ કરવાની માત્ર આ એક જ રીત નથી કે તે કોઈ પયગમ્બર અને ગ્રંથ વડે કોઈ વસ્તુને હરામ ઠરાવે, બલ્કે આની એક રીત આ પણ છે કે તે તેના વિદ્રોહી બંદાઓ ઉપર બનાવટી કાયદા લાગુ કરનારાં તથા બનાવટી કાયદા ઘડનારા લોકોને થોપી દે અને તેઓ એ લોકો ઉપર પાક વસ્તુઓને હરામ કરી દે. પહેલા પ્રકારનું હરામ કરવું ખુદા તરફથી કૃપાની દ્રષ્ટિએ હોય છે અને આ બીજા પ્રકારનું હરામ હોવું તેની ફિટકાર અને સજાની હેસિયતથી હોય છે.

**(૧૨૩)** એટલે કે જો તમે હજુ પણ તમારા નાફરમાનીના માર્ગથી પાછા વળો અને બંદગીના સાચા માર્ગની તરફ પાછા આવો તો તમારા માલિકની કૃપાના ક્ષેત્રને તમારા માટે ખૂબ જ વિશાળ જોશો. પરંતુ જો તમારા આ જ ગુનાખોર અને બાગી વલણના દુરાગ્રહ ઉપર મક્કમ રહેશો તો બરાબર જાણી લો કે તેના પ્રકોપથી પણ પછી કોઈ બચાવનાર નથી.

**(૧૨૪)** એટલે કે તેઓ તેમના અપરાધ અને દુરાચાર માટે એ જ જૂનું બહાનું રજૂ કરશે જે હંમેશથી અપરાધી અને દુરાચારી લોકો રજૂ કરતાં આવ્યાં છે. તેઓ કહેશે કે અમારા માટે અલ્લાહની મરજી જ આ છે કે અમે શિર્ક આચરીએ અને જે વસ્તુઓને અમે હરામ ઠરાવેલી છે તેમને હરામ ઠરાવીએ, નહીં તો જો ખુદા ઇચ્છતો

أَجْمَعِيْنَ ﴿١٤٩﴾ قُلْ هَلُمَّ شُهَدَآءَكُمُ الَّذِيْنَ يَشْهَدُوْنَ أَنَّ
اللّٰهَ حَرَّمَ هٰذَا ۚ فَإِنْ شَهِدُوْا فَلَا تَشْهَدْ مَعَهُمْ ۚ وَلَا

**આપી દેત.**[૧૨૫]

**આમને કહો કે "લાવો તમારા એ સાક્ષીઓ જે આ વાતની સાક્ષી આપે કે અલ્લાહે જ આ વસ્તુઓને હરામ કરી છે." પછી જો તેઓ સાક્ષી આપી દે તો તમે તેમની સાથે સાક્ષી ન આપશો,**[૧૨૬] **અને કદાપિ એ લોકોની**

ન હોત કે અમે આવું કરીએ તો આ કેવી રીતે શકય હતું કે આ કૃત્યો અમારા હાથે થાત. કેમ કે અમે અલ્લાહની મરજી પ્રમાણે આ બધું કરી રહ્યાં છીએ તેથી યોગ્ય કરી રહ્યાં છીએ. આનો દોષ જો હોય તો અમારી ઉપર નથી, અલ્લાહ ઉપર છે અને જે કંઈ અમે કરી રહ્યાં છીએ એ જ કરવા માટે અમે મજબૂર છીએ કે આના સિવાય બીજું કંઈ કરવું અમારી તાકાતની બહાર છે.

**(૧૨૫)** આ તેમના બહાનાનો પૂરો જવાબ છે. આ જવાબને સમજવા માટે તેનું વિશ્લેષણ કરીને જોવું જોઈએ : પહેલી વાત એ કહેવામાં આવી કે પોતાના દુરાચાર અને ગુમરાહી માટે અલ્લાહની મરજીને બહાના તરીકે રજૂ કરવી તથા તેને બહાનું બનાવીને સાચા માર્ગદર્શનનો સ્વીકાર કરવાનો ઇનકાર કરવો અપરાધીઓની જૂની ટેવ રહેલી છે. આનું પરિણામ એ આવ્યું કે છેવટે તેઓ નાશ પામ્યાં અને સત્યની વિરૂદ્ધ ચાલવાનો ખરાબ અંજામ તેમણે જોઈ લીધો.

પછી કહેવામાં આવ્યું કે આ જે બહાનું તમે રજૂ કરી રહ્યાં છો તે હકીકતમાં સાચી જાણકારી ઉપર આધારિત નથી બલ્કે માત્ર અનુમાન અને અંદાજ જ છે. તમે ફકત મરજીનો શબ્દ કયાંકથી સાંભળી લીધો અને તેની ઉપર કલ્પનાઓની ઈમારત ચણી કાઢી. તમે એમ ન સમજયાં કે માનવી માટે ખરેખર અલ્લાહની મરજી શું છે. તમે મરજીનો અર્થ એવો કરી રહ્યાં છો કે, જો ચોર અલ્લાહની મરજી હેઠળ ચોરી કરી રહ્યો હોય તો તે અપરાધી નથી, કેમ કે તેણે આ કૃત્ય અલ્લાહની મરજી હેઠળ કર્યું છે. જો કે હકીકતમાં માનવી માટે ખુદાની મરજી આ છે કે, તે આભાર અને ઈનકાર, માર્ગદર્શન અને અજ્ઞાન, આજ્ઞાપાલન અને નિયમના ઉલ્લંઘનમાંથી જે રસ્તો પણ પોતાના માટે પસંદ કરશે, ખુદા એ જ રસ્તા તેના માટે ખોલી દેશે, અને પછી સાચું કે ખોટું જે કામ પણ માણસ કરવા ઈચ્છશે, ખુદા પોતાના જગતવ્યાપી વ્યૂહોને ધ્યાનમાં લઈને, જેટલી હદ સુધી યોગ્ય માનશે તેને આ કામની છૂટ અને અનૂકૂળતા કરી આપશે. એટલા માટે જો તમે અને તમારા બાપદાદાએ અલ્લાહની મરજી હેઠળ શિર્ક અને પાક વસ્તુઓને હરામ કરવાની અનુકૂળતા મેળવી તો આનો અર્થ કદાપિ આ નથી કે તમે લોકો તમારા આ કૃત્યો માટે જવાબદાર નથી અને તમને પૂછવામાં નહીં આવે. ખોટા માર્ગની તમારી પસંદગી તથા તમારા ખોટા ઈરાદા તેમજ પ્રયાસોના જવાબદાર તમે પોતે જ છો.

અંતમાં એક જ વાકયમાં નિર્ણાયક વાત પણ કહી દીધી કે فَلِلّٰهِ الْحُجَّةُ الْبَالِغَةُ فَلَوْ شَاءَ لَهَدٰىكُمْ أَجْمَعِيْنَ એટલે કે તમે તમારા બહાનાના રૂપમાં આ દલીલ રજૂ કરો છો કે, "જો અલ્લાહ ચાહત તો અમે શિર્ક ન કરત,"




تَتَّبِعۡ اَهۡوَآءَ الَّذِيۡنَ كَذَّبُوۡا بِاٰيٰتِنَا وَالَّذِيۡنَ لَا يُؤۡمِنُوۡنَ
بِالۡاٰخِرَةِ وَهُمۡ بِرَبِّهِمۡ يَعۡدِلُوۡنَ ﴿۱۵۰﴾ قُلۡ تَعَالَوۡا اَتۡلُ
مَا حَرَّمَ رَبُّكُمۡ عَلَيۡكُمۡ اَلَّا تُشۡرِكُوۡا بِهٖ شَيۡـًٔـا

**ઇચ્છાઓની પાછળ ન ચાલતાં જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી છે અને જે આખિરતનો ઇનકાર કરનારાં છે, અને જે બીજાંને તેમના માલિકના સમકક્ષ ઠેરવે છે. (રુકૂઅ-૧૮)**

**હે મુહમ્મદ ! આમને કહો કે આવો હું તમને સંભળાવું તમારા માલિકે તમારી ઉપર કયા પ્રતિબંધો મૂકયાં છેઃ[૧૨૭]**

**(૧) આ કે તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવો.[૧૨૮]**

---

આનાથી પૂરી વાત વ્યકત થતી નથી. પૂરી વાત કહેવા માગતા હોવ તો આવી રીતે કહો, ‘‘જો અલ્લાહ ચાહત તો તમને સૌને માર્ગદર્શન આપી દેત.’’ બીજા શબ્દોમાં, તમે પોતે તમારી પસંદગીથી સીધો રસ્તો અપનાવવા માટે તૈયાર નથી છતાં એમ ઇચ્છો છો કે ખુદાએ જેવી રીતે ફરિશ્તાઓને જન્મજાત સીધા માર્ગે ચાલનારા બનાવ્યાં છે એવી જ રીતે તમને પણ બનાવી દે. તો નિઃશંક જો અલ્લાહની મરજી માનવી માટે આ હોત તો તે જરૂર એવું કરી શકતો હતો પરંતુ આ તેની મરજી નથી, એટલા માટે જે ગુમરાહીને તમે લોકોએ તમારી જાતે તમારા માટે પસંદ કરી છે, અલ્લાહ પણ તમને એમાં જ પડેલાં રહેવા દેશે.

**(૧૨૬)** એટલે કે જો તેઓ સાક્ષીની જવાબદારીને સમજે છે અને જાણે છે કે સાક્ષી એ જ વાતની આપવી જોઈએ જેની માણસને જાણકારી હોય, તો તેઓ કયારેય એવી સાક્ષી આપવાની હિંમત નહીં કરે કે ખાવા-પીવા પરના આ બંધનો, જે તેમને ત્યાં રિવાજના રૂપમાં પ્રચલિત છે, અને આ પ્રતિબંધો કે, ફલાણી વસ્તુને ફલાણો ન ખાય, અને ફલાણી વસ્તુને ફલાણાનો હાથ ન લાગે, આ બધાં ખુદાએ નકકી કરેલાં છે. પરંતુ જો આ લોકો સાક્ષીની જવાબદારીનું ભાન રાખ્યા વિના એવી નફફટાઈ ઉપર ઉતરી આવે અને ખુદાનું નામ લઈને જુઠ્ઠી સાક્ષી આપવામાં પણ ખચકાય નહીં, તો તેમના આ જૂઠમાં તેમના સાથીદાર ન બનો, કેમ કે તેમની પાસેથી આ સાક્ષી એટલા માટે નથી લેવામાં આવી રહી કે, જો આ લોકો સાક્ષી આપી દે તો તમે એમની વાત માની લેશો, બલ્કે આનો હેતુ ફકત આટલો જ છે કે તેમનામાંથી જે લોકોની અંદર થોડીઘણી પણ સત્યપ્રિયતા હોય, તેમને જયારે કહેવામાં આવશે કે, શું ખરેખર તમે સત્યપૂર્વક આ વાતની સાક્ષી આપી શકો છો કે આ નિયમો ખુદાના જ નકકી કરેલાં છે, તો તેઓ તેમના રિવાજોની હકીકત ઉપર વિચાર કરશે, અને જયારે તેમને એવો પુરાવો નહીં મળે કે આ અલ્લાહ તરફથી છે, ત્યારે આ નકામા રિવાજોનું પાલન કરવાથી દૂર રહેશે.

**(૧૨૭)** એટલે કે તમારા માલિક દ્વારા લાગુ કરવામાં આવેલા પ્રતિબંધો આ નથી જેમાં તમે ઘેરાયેલાં છો. બલ્કે સાચા પ્રતિબંધો આ છે જે અલ્લાહે માનવજીવનને મજબૂત કરવા માટે લાગુ કર્યાં છે અને જે હંમેશથી ખુદાઈ કાનૂનોના મૂળભૂત સિદ્ધાંતો રહ્યાં છે. (સરખામણી માટે જુઓ, બાઈબલનું પુસ્તક, નિર્ગમન, પ્રકરણ-૨૦)

وَّ بِالْوَالِدَيْنِ اِحْسَانًا ۚ وَلَا تَقْتُلُوْٓا اَوْلَادَكُمْ مِّنْ اِمْلَاقٍ ۭ نَحْنُ نَرْزُقُكُمْ وَاِيَّاهُمْ ۚ وَلَا تَقْرَبُوا الْفَوَاحِشَ مَا ظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ ۚ

**(૨) અને માતા-પિતા સાથે સદ્વ્યવહાર કરો,[૧૨૯]**
**(૩) અને તમારી સંતાનને ગરીબીના ડરથી મારી ન નાખો, અમે તમને પણ રોજી આપીએ છીએ અને તેમને પણ આપીશું.**
**(૪) અને નિર્લજ્જતાની વાતોની નજીક પણ ન ફરકો[૧૩૦] ચાહે તે ખુલ્લી હોય કે છૂપી.**

(૧૨૮) એટલે કે ખુદાની હસ્તીમાં ન તો કોઈને તેનો ભાગીદાર બનાવો, ન તો તેના ગુણોમાં, ન તો તેની સત્તાઓમાં, અને ન તો તેના અધિકારોમાં.

હસ્તીમાં ભાગીદારી આ છે કે ખુદાઈના ગુણમાં કોઈને ભાગીદાર ઠરાવી દેવામાં આવે. દા.ત. ખ્રિસ્તીઓની ત્રિમૂર્તિની માન્યતા (Trinity), આરબ મુશ્રિકો દ્વારા ફરિશ્તાઓને ખુદાની પુત્રીઓ ઠરાવવું અને અન્ય મુશ્રિકોનું તેમના દેવી-દેવતાઓને તથા તેમના રાજવી કુટુંબોને ખુદાના વંશજ ઠરાવવાં. આ બધું હસ્તીમાં શિર્ક છે.

ગુણોમાં શિર્ક આ છે કે ખુદાઈ ગુણો જેવાં તે ખુદા માટે છે, એવી જ રીતે તેમને અથવા તેમાંથી કોઈ એક ગુણને બીજા કોઈના માટે ઠરાવવાં. દા.ત. કોઈના વિષે એમ માનવું કે તેની ઉપર ગેબની તમામ હકીકતો પ્રગટ છે અથવા તે બધું સાંભળે અને જુએ છે અથવા એ તમામ ખામીઓ અને નબળાઈઓથી પર અને તદ્દન નિર્દોષ છે.

સત્તામાં શિર્ક આ છે કે ખુદા હોવાની હેસિયતથી જે સત્તાઓ માત્ર અલ્લાહ માટે વિશિષ્ટ છે તેમને અથવા તેમાંથી કોઈ એકને અલ્લાહ સિવાય બીજા કોઈના માટે સ્વીકારવામાં આવે, દા.ત. પ્રકૃતિના નિયમોથી પર એવી રીતે નફો-નુકસાન પહોંચાડવો, જરૂરિયાતો પૂરી કરવી અને મદદ કરવી, રક્ષણ અને દેખભાળ કરવી, પ્રાર્થનાઓ સાંભળવી અને ભાગ્ય બનાવવાં અને બગાડવાં. આ ઉપરાંત હલાલ અને હરામ, તથા કાયદેસર અને ગેરકાયદેસરની સીમાઓ નક્કી કરવી અને માનવજીવન માટે કાયદા અને નિયમો ઘડવાં. આ તમામ ખુદાના વિશિષ્ટ અધિકારો છે જેમાંથી કોઈને ગૈરૂલ્લાહ માટે તેમનો સ્વીકાર કરવો શિર્ક છે.

હકકોમાં શિર્ક આ છે કે ખુદા હોવાની હેસિયતથી બંદાઓ ઉપર ખુદાના જે ખાસ હકકો છે તે અથવા તેમાંથી કોઈ એક હકક, ખુદા સિવાય બીજા કોઈના માટે માનવામાં આવે. દા.ત. રુકૂઅ અને સિજદો, હાથ બાંધીને અથવા જોડીને ઊભા રહેવું, વંદન અને સ્થાનકનું ચુંબન, નિયામતના આભાર કે વૃદ્ધિ માટે ભેટ-સોગાદો અને કુરબાની, જરૂરિયાત પૂરી કરવા માટે અને સંકટોને દૂર કરવા માટેની માનતાઓ, મુસીબતો અને મુશ્કેલીઓ સમયે પોકારવું અને આવા જ પૂજા, મોટાઈ અને આદરની બીજી તમામ રીતો અલ્લાહના ખાસ હકકોમાંથી છે. આવી જ રીતે એટલું પ્રિય હોવું કે તેના પ્રેમ ઉપર બીજા તમામ પ્રેમોને કુરબાન કરી દેવામાં આવે, અને ડર તથા ભયનો એવો હકકદાર હોવું કે, જાહેરમાં અને છૂપી રીતે, તેની નારાજગી અને તેના આદેશનું ઉલ્લંઘન કરવાથી ડરવામાં આવે, આ પણ માત્ર અલ્લાહનો જ હકક છે. અને આ પણ અલ્લાહનો જ હક્ક છે કે

وَلَا تَقْتُلُوا النَّفْسَ الَّتِيْ حَرَّمَ اللّٰهُ اِلَّا بِالْحَقِّ ؕ ذٰلِكُمْ
وَصّٰىكُمْ بِهٖ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿۱۵۱﴾ وَلَا تَقْرَبُوْا مَالَ
الْيَتِيْمِ اِلَّا بِالَّتِيْ هِيَ اَحْسَنُ حَتّٰى يَبْلُغَ اَشُدَّهٗ ۚ

**(૫) અને કોઈ જીવ ને કે જેને અલ્લાહે આદરણીય ઠેરવ્યું છે, મારો નહીં પરંતુ યથાર્થ.[૧૩૧] આ વાતો છે જેનો આદેશ તેણે તમને આપ્યો છે, કદાચ તમે સમજદારીપૂર્વક વર્તો.**
**(૬) અને આ કે અનાથના માલની નજીક ન જાઓ પરંતુ એવી રીતે જે શ્રેષ્ઠ હોય,[૧૩૨] એટલે સુધી કે તે પુખ્ત વયે પહોંચી જાય,**

---

તેનું બિનશરતી આજ્ઞાપાલન કરવામાં આવે, અને તેના આદેશને ખરા અને ખોટાનું માપદંડ માનવામાં આવે, અને કોઈ એવો તાબેદારીનો પટ્ટો પોતાના ગળામાં નાખવામાં ન આવે જે અલ્લાહની તાબેદારીથી અલગ એવી કાયમી તાબેદારી હોય, અને જેના હુકમ માટે અલ્લાહના હુકમની સનદ ન હોય. આ હક્કોમાંથી જે હક્ક પણ બીજાને આપવામાં આવશે તે અલ્લાહનો ભાગીદાર ઠરશે, ભલે પછી તેને ખુદાઈ નામોમાંથી કોઈ નામ આપવામાં આવે કે ન આપવામાં આવે.

(૧૨૯) સદ્‌વર્તનમાં શિષ્ટાચાર, સન્માન, આજ્ઞાપાલન, પ્રસન્નતા શોધવી, સેવા, બધું જ સામેલ છે. માબાપના આ હકકને કુર્આનમાં દરેક જગ્યાએ તૌહીદના હુકમ પછી વર્ણવવામાં આવ્યો છે જેના ઉપરથી સ્પષ્ટપણે જાહેર થાય છે કે ખુદા પછી બંદાઓના હકકોમાં સૌથી પહેલો હક્ક માણસ ઉપર તેના માબાપનો છે.

(૧૩૦) આયતમાં **فواحش** શબ્દનો ઉપયોગ થયો છે જે એ તમામ કૃત્યોને લાગુ પડે છે જેમની બૂરાઈ તદ્દન સ્પષ્ટ છે. કુર્આનમાં વ્યભિચાર, સમલૈંગિક સંબંધ, નગ્નતા, જૂઠી તહોમત મૂકવી, પિતા સાથે પરણી હોય તે સ્ત્રી સાથે લગ્ન કરવા, આ બધાં જ કામોને નિર્લજ્જતાના કામો-ફહશ કામો ગણવામાં આવ્યાં છે. હદીસમાં ચોરી, મદ્યપાન, ભીખ માગવી પણ નિર્લજ્જતાના કામો ગણવામાં આવે છે. આવી જ રીતે બીજા બધા જ શરમજનક કૃત્યો પણ નિર્લજ્જતાના કામોમાં સામેલ છે અને અલ્લાહે કહ્યું છે કે આ પ્રકારના કૃત્યો ન તો જાહેરમાં કરવામાં આવે ન તો છૂપી રીતે.

(૧૩૧) એટલે કે માનવીનો જીવ, જેને હકીકતમાં ખુદા તરફથી હરામ ઠરાવવામાં આવ્યો છે, તેની હત્યા કરવામાં ન આવે પરંતુ યથાર્થ. હવે સવાલ એ થાય છે કે ''યથાર્થ''નો અર્થ શું છે, તો આના ત્રણ સંજોગો કુર્આનમાં જણાવવામાં આવ્યાં છે, અને આ ઉપરાંત વધારાના બે સંજોગો નબી સ.અ.વ. દ્વારા વર્ણવવામાં આવ્યાં છે. કુર્આને વર્ણવેલા સંજોગો આ પ્રમાણે છેઃ

(૧) માનવી બીજા કોઈ માનવીની ઈરાદાપૂર્વક હત્યાનો અપરાધી હોય અને તેની ઉપર કિસાસનો હુકમ લાગુ થઈ ગયો હોય.

وَ اَوْفُوا الْكَيْلَ وَ الْمِيْزَانَ بِالْقِسْطِ ۚ لَا نُكَلِّفُ نَفْسًا اِلَّا وُسْعَهَا ۚ
وَ اِذَا قُلْتُمْ فَاعْدِلُوْا وَ لَوْ كَانَ ذَا قُرْبٰى ۚ وَ بِعَهْدِ اللّٰهِ اَوْفُوْا ؕ

**(૭) અને તોલમાપમાં પૂરો ન્યાય કરો, અમે દરેક માણસ ઉપર જવાબદારીનો એટલો જ બોજો નાખીએ છીએ જેટલું તેનું સામર્થ્ય છે,[૧૩૩]**
**(૮) અને જ્યારે વાત કહો ત્યારે ન્યાયની કહો, ભલે પછી મામલો તમારા સગાનો જ કેમ ન હોય,**
**(૯) અને અલ્લાહના વાયદાને પૂરો કરો.[૧૩૪]**

(૨) સત્યદીનની સ્થાપનાના માર્ગમાં અવરોધ હોય અને તેની સાથે યુદ્ધ કર્યા સિવાય બીજો કોઈ રસ્તો ન રહ્યો હોય.

(૩) દારૂલઈસ્લામની સીમાઓમાં અશાંતિ ફેલાવે અથવા ઈસ્લામી રાજયવ્યવસ્થાને ઉથલાવવાનો પ્રયાસ કરે.

બાકીના બે સંજોગો જે હદીસમાં જણાવવામાં આવ્યાં છે તે આ પ્રમાણે છે :

(૪) પરણેલો હોવા છતાં વ્યભિચાર કરે.

(૫) ઈર્તિદાદ એટલે કે ઈસ્લામનો ત્યાગ તથા 'ખુરૂજ અઝ જમાઅત'નું કૃત્ય કરે.

આ પાંચ સંજોગો સિવાય બીજા કોઈ સંજોગોમાં માનવીની હત્યા માનવી માટે હલાલ નથી, પછી તે મુસલમાન હોય, અથવા ઈસ્લામી રાજય હેઠળ રહેતો ગેરમુસ્લિમ હોય, અથવા સામાન્ય કાફિર.

**(૧૩૨)** એટલે કે એવી રીત જે વધારેમાં વધારે નિઃસ્વાર્થ પણું, શુદ્ધ દાનત અને અનાથ માટેની શુભકામના ઉપર આધારિત હોય અને જેની ઉપર ખુદા તથા લોકો, કોઈના તરફથી પણ તમે કોઈ વાંધાને પાત્ર ન બનો.

**(૧૩૩)** જો કે આ અલ્લાહના કાનૂનનો એક કાયમી નિયમ છે, પરંતુ અહીં તેને વર્ણવવાનો આશય આ છે કે જે માણસ પોતાનાથી બનતી હદે તોલમાપ અને લેવડ-દેવડના મામલાઓમાં સચ્ચાઈ અને ન્યાય ઉપર અમલ કરવાનો પ્રયત્ન કરે ત્યારે પોતાની જવાબદારીમાંથી મુકત થઈ જશે. ભૂલચૂક અથવા અજાણતાં વધ-ઘટ થઈ જવા બદલ તેનો હિસાબ માગવામાં નહીં આવે.

**(૧૩૪)** 'અલ્લાહનો વાયદો' નો અર્થ એ વાયદો પણ છે જે માનવી પોતાના ખુદાની સાથે કરે અને એ પણ જે ખુદાનું નામ લઈને લોકો સાથે કરે, અને એ પણ જે માનવી અને ખુદા તથા માનવી અને માનવી વચ્ચે એ જ વખતે આપોઆપ બંધાઈ જાય છે જે વખતે કોઈ માણસ ખુદાની ધરતી ઉપર એક માનવસમાજમાં જન્મ લે છે.

પહેલા બંને વાયદા સભાનતાપૂર્વકના અને ઈરાદાપૂર્વકના છે, અને ત્રીજો વાયદો એક પ્રાકૃતિક (Natural Contract) વાયદો-કરાર છે જેના કરવામાં જો કે માનવીના ઈરાદાની કોઈ ભૂમિકા નથી, પરંતુ આદરને પાત્ર હોવાની બાબતમાં આ પહેલા બે વાયદાઓ કરતાં કોઈ રીતે ઊતરતો નથી. કોઈપણ માણસને ખુદાએ આપેલા અસ્તિત્વ, તેણે આપેલી શારીરિક અને માનસિક શક્તિઓ, તેણે આપેલા શારીરિક અવયવો-

ذٰلِكُمْ وَصّٰىكُمْ بِهٖ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ۝۱۵۲ وَ اَنَّ هٰذَا صِرَاطِيْ
مُسْتَقِيْمًا فَاتَّبِعُوْهُ ۚ وَلَا تَتَّبِعُوا السُّبُلَ فَتَفَرَّقَ بِكُمْ
عَنْ سَبِيْلِهٖ ؕ ذٰلِكُمْ وَصّٰىكُمْ بِهٖ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ۝۱۵۳

**આ વાતોનો આદેશ અલ્લાહે તમને આપ્યો છે કદાચ તમે શિખામણ સ્વીકારો.**

**(૧૦) આ ઉપરાંત તેનો આદેશ આ છે કે આ જ મારો સીધો માર્ગ છે એટલા માટે તમે આની જ ઉપર ચાલો અને બીજા માર્ગો ઉપર ન ચાલો કારણ કે તે તેના માર્ગ ઉપરથી હટાવીને તમને વેર-વિખેર કરી નાખશે.[૧૩૫] આ છે એ આદેશ જે તમારા માલિકે તમને આપ્યો છે કે કદાચ તમે આડા રસ્તે ચાલવાથી બચો.**

અંગો અને તેણે સર્જેલી ધરતી અને રોજી અને સાધનોનો લાભ લેવો, અને જિંદગીની એ તકોને માણવી જે કુદરતના કાનૂનના લીધે મળે છે, આ તમામ વસ્તુઓ સ્વાભાવિકપણે ખુદાના કેટલાક હકકો તેની ઉપર લાગુ કરી દે છે. અને આવી જ રીતે મનુષ્યનું એક માતાના પેટમાં તેના લોહી દ્વારા ઉછરવું, એક પિતાની મહેનત દ્વારા વસેલા ઘરમાં જન્મવું, અને એક સામાજિક જીવનની અસંખ્ય સંસ્થાઓમાંથી જુદી જુદી રીતે ફાયદો મેળવવો, આ દરેકના દરજ્જા પ્રમાણે તેની ઉપર ઘણા લોકોના અને સામાજિક સંસ્થાઓના હકકો લાગુ પડે છે. માનવીનો ખુદા સાથે અને માનવીનો સમાજ સાથે આ વાયદો કોઈ કાગળ પર લખવામાં આવ્યો નથી પરંતુ તેના એક એક રૂવાંડાં ઉપર અંકિત છે. આ જ વાયદા તરફ સૂરઃ બકરહની ૨૭ મી આયતમાં ઈશારો કરવામાં આવ્યો છે કે ગુનેગાર એ છે "જે અલ્લાહના વાયદાને, તેને કાયમ કર્યા પછી, તોડે છે અને જેને અલ્લાહે જોડવાનો હુકમ આપ્યો છે, તેને કાપે છે અને ધરતીમાં બગાડો ફેલાવે છે." અને આનો જ ઉલ્લેખ આગળ જતાં સૂરઃ આ'રાફની ૧૭૨ મી આયતમાં આવે છે કે અલ્લાહે અનાદિકાળમાં આદમની પીઠમાંથી તેની સંતાનને કાઢીને તેમની પાસેથી સાક્ષી માગી હતી કે, શું હું તમારો રબ નથી? અને તેમણે એકરાર કર્યો હતો કે, હા, અમે સાક્ષી છીએ.

**(૧૩૫)** ઉપર જે પ્રાકૃતિક વાયદા-કરારનો ઉલ્લેખ થયો એ વાયદાનો અનિવાર્ય તકાદો આ છે કે માનવી તેના માલિકના બતાવેલા માર્ગ ઉપર ચાલે, કેમ કે તેના હુકમના પાલનથી વિમુખ થવું અને સ્વતંત્રતા તરફ અથવા બીજા કોઈની બંદગીની તરફ આગળ વધવું માનવી તરફથી એ વાયદાનું સૌથી પહેલું ઉલ્લંઘન છે જેના પછી દરેક પગલે તેની કલમોનો ભંગ થતો જાય છે. આ ઉપરાંત, આ ખૂબ જ નાજુક, અત્યંત વિશાળ તથા ખૂબ જ ગૂંચવણભર્યા વાયદાની જવાબદારીઓમાંથી માનવી કદાપિ મુકત થઈ શકતો નથી જયાં સુધી તે ખુદાના માર્ગદર્શનને સ્વીકારીને તેના બતાવેલા રસ્તા ઉપર જીવન પસાર ન કરે. આને નહીં સ્વીકારવાના બે ભારે નુકસાન છે. એક આ કે, દરેક બીજા માર્ગનું અનુસરણ ચોકકસપણે માનવીને એ માર્ગથી હટાવી દે છે જે ખુદાની નિકટતા તથા તેની પ્રસન્નતા સુધી પહોંચવાનો એકમાત્ર માર્ગ છે. બીજું આ કે, આ રસ્તાથી હટતાં જ અસંખ્ય પગદંડીઓ સામે આવી જાય છે જેમાં ભટકી જઈને સમગ્ર માનવજાત વેરણછેરણ થઈ જાય છે અને આવી રીતે

ثُمَّ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ تَمَامًا عَلَى الَّذِيْٓ اَحْسَنَ وَ تَفْصِيْلًا
لِّكُلِّ شَيْءٍ وَّ هُدًى وَّ رَحْمَةً لَّعَلَّهُمْ بِلِقَآءِ رَبِّهِمْ
يُؤْمِنُوْنَ ﴿١٥٤﴾ وَ هٰذَا كِتٰبٌ اَنْزَلْنٰهُ مُبٰرَكٌ فَاتَّبِعُوْهُ وَ




اتَّقُوْا لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿١٥٥﴾ اَنْ تَقُوْلُوْٓا اِنَّمَآ اُنْزِلَ الْكِتٰبُ
عَلٰى طَآىِٕفَتَيْنِ مِنْ قَبْلِنَا ۪ وَ اِنْ كُنَّا عَنْ دِرَاسَتِهِمْ
لَغٰفِلِيْنَ ﴿١٥٦﴾ اَوْ تَقُوْلُوْا لَوْ اَنَّآ اُنْزِلَ عَلَيْنَا الْكِتٰبُ لَكُنَّآ

**પછી અમે મૂસાને ગ્રંથ એનાયત કર્યો હતો જે સદાચારનો માર્ગ અપનાવનાર માણસ માટે નિયામતોની પૂર્ણતા અને દરેક જરૂરી વસ્તુની વિગત અને સદંતર માર્ગદર્શન અને કૃપા હતો (અને એટલા માટે બનીઈસ્રાઈલને આપવામાં આવ્યો હતો કે) કદાચ લોકો તેમના માલિકની મુલાકાત ઉપર ઈમાન લાવે.[૧૩૬] (રુકૂઅ-૧૯) અને આવી જ રીતે આ ગ્રંથ અમે ઉતાર્યો છે, એક બરકતવંતો ગ્રંથ. તો તમે આનું અનુસરણ કરો અને સંયમનો માર્ગ અપનાવો, દૂર નથી કે તમારી ઉપર દયા કરવામાં આવે. હવે તમે આ કહી શકો નહીં કે ગ્રંથ તો અમારી પહેલાંના બે જૂથોને આપવામાં આવ્યો હતો,[૧૩૭] અને અમને કશી ખબર ન હતી કે તેઓ શું શીખતા-શીખવાડતા હતાં. અને હવે તમે આ બહાનું પણ કરી શકતાં નથી કે જો અમારી ઉપર ગ્રંથ ઉતારવામાં આવ્યો હોત તો અમે**

વેરણછેરણ થતાં જ તેના ઉત્થાન અને વિકાસનું સ્વપ્ન પણ રોળાઈ થઈ જાય છે. આ જ બે નુકસાનોનો ઉલ્લેખ આ વાકયમાં કરવામાં આવ્યો છે કે, બીજા માર્ગો ઉપર ન ચાલો કેમ કે તે તમને તેના માર્ગથી હટાવીને વેરણછેરણ કરી નાખશે. (જુઓ, સૂરઃ માઈદહ, નોંધ ક્રમાંક - ૩૫)

(૧૩૬) રબની મુલાકાત ઉપર ઈમાન લાવવાનો અર્થ પોતાની જાતને અલ્લાહની સમક્ષ જવાબદાર માનવાનો અને જવાબદારીપૂર્વક જીવન જીવવાનો છે. અહીં આ આયતના બે અર્થ થઈ શકે છે, એક આ કે ખુદ બનીઈસ્રાઈલમાં આ ગ્રંથના ડહાપણયુકત શિક્ષણ વડે જવાબદારીનું ભાન પેદા થઈ જાય. બીજું આ કે, સામાન્ય લોકો આ ઉચ્ચકક્ષાની જીવનવ્યવસ્થાનો અભ્યાસ કરીને તથા સદાચારી લોકોમાં માર્ગદર્શનની નિયામત અને કૃપાનો પ્રભાવ જોઈને એવું અનુભવે કે આખિરતના ઈનકારવાળા બિનજવાબદાર જીવનની સરખામણીમાં એ જ જીવન બધી રીતે વધારે સારૂં છે જે આખિરતના સ્વીકારના પાયા ઉપર જવાબદારીપૂર્વક જીવવામાં છે, અને આવી રીતે આ પ્રત્યક્ષ દર્શન અને અભ્યાસ તેમને ઈનકાર તરફથી ઈમાનની તરફ ખેંચી લાવે.

اَهْدٰى مِنْهُمْ ۚ فَقَدْ جَآءَكُمْ بَيِّنَةٌ مِّنْ رَّبِّكُمْ وَهُدًى وَّ
رَحْمَةٌ ۚ فَمَنْ اَظْلَمُ مِمَّنْ كَذَّبَ بِاٰيٰتِ اللّٰهِ وَصَدَفَ عَنْهَا ؕ
سَنَجْزِى الَّذِيْنَ يَصْدِفُوْنَ عَنْ اٰيٰتِنَا سُوْٓءَ الْعَذَابِ بِمَا كَانُوْا
يَصْدِفُوْنَ ﴿۱۵۷﴾ هَلْ يَنْظُرُوْنَ اِلَّآ اَنْ تَاْتِيَهُمُ الْمَلٰٓئِكَةُ اَوْ يَاْتِيَ
رَبُّكَ اَوْ يَاْتِيَ بَعْضُ اٰيٰتِ رَبِّكَ ؕ يَوْمَ يَاْتِيْ بَعْضُ اٰيٰتِ رَبِّكَ
لَا يَنْفَعُ نَفْسًا اِيْمَانُهَا لَمْ تَكُنْ اٰمَنَتْ مِنْ قَبْلُ اَوْ كَسَبَتْ
فِيْٓ اِيْمَانِهَا خَيْرًا ؕ قُلِ انْتَظِرُوْٓا اِنَّا مُنْتَظِرُوْنَ ﴿۱۵۸﴾

તેમના કરતાં વધારે સન્માર્ગી પુરવાર થયા હોત. તમારી પાસે તમારા માલિક તરફથી એક સ્પષ્ટ દલીલ અને માર્ગદર્શન અને કૃપા આવી ગયાં છે, હવે તેના કરતાં વધુ જુલમી કોણ હશે કે જે અલ્લાહની આયતોને ખોટી ઠેરવે અને તેમનાથી વિમુખ બને.[૧૩૮] જે લોકો અમારી આયતોથી વિમુખ બને છે તેમને આ વિમુખ થવાના બદલામાં અમે સૌથી ખરાબ સજા આપીને રહીશું. શું હવે લોકો આની રાહ જોઈ રહ્યાં છે કે તેમની સામે ફરિશ્તા આવીને ઊભાં થઈ જાય, અથવા તમારો માલિક પોતે આવી જાય અથવા તમારા માલિકની કેટલીક સ્પષ્ટ નિશાનીઓ[૧૩૯] પ્રગટ થઈ જાય? જે દિવસે તમારા માલિકની કેટલીક ખાસ નિશાનીઓ પ્રગટ થઈ જશે પછી કોઈ એવા માણસને તેનું ઈમાન કોઈ લાભ નહીં આપે જે પહેલાં ઈમાન ન લાવ્યો હોય અથવા જેણે તેના ઈમાનમાં કોઈ ભલાઈ કમાવી ન હોય.[૧૪૦] હે મુહમ્મદ ! આમને કહી દો કે સારું, તમે રાહ જુઓ, અમે પણ રાહ જોઈએ છીએ.

(૧૩૭) એટલે કે યહૂદીઓ તથા ખ્રિસ્તીઓને.

(૧૩૮) અલ્લાહની નિશાનીઓનો અર્થ તેના એ કથનો પણ છે જે કુર્આનના રૂપમાં લોકોની સમક્ષ રજૂ કરવામાં આવી રહ્યા હતાં, અને એ નિશાનીઓ પણ છે જે નબી સ.અ.વ.ના વ્યક્તિત્ત્વ તથા આપની ઉપર ઈમાન લાવનારા લોકોના પવિત્ર જીવનમાં સ્પષ્ટપણે દેખાઈ રહી હતી, અને સૃષ્ટિની એ નિશાનીઓ પણ છે જેમને કુર્આન પોતાના સંદેશના ટેકામાં સાક્ષીના રૂપમાં રજૂ કરી રહ્યો હતો.

(૧૩૯) એટલે કે કયામતની નિશાનીઓ, અથવા આફત, અથવા બીજી કોઈ એવી નિશાની જે

إِنَّ الَّذِينَ فَرَّقُوا دِينَهُمْ وَكَانُوا شِيَعًا لَّسْتَ مِنْهُمْ فِي
شَيْءٍ ۚ إِنَّمَا أَمْرُهُمْ إِلَى اللَّهِ ثُمَّ يُنَبِّئُهُم بِمَا كَانُوا يَفْعَلُونَ ﴿١٥٩﴾
مَن جَاءَ بِالْحَسَنَةِ فَلَهُ عَشْرُ أَمْثَالِهَا ۖ وَمَن جَاءَ بِالسَّيِّئَةِ

**જે લોકોએ તેમના દીનના ટુકડાં કરી નાખ્યાં અને અલગ અલગ જૂથો બની ગયાં નિઃશંક તમારો તેમની સાથે કોઈ સંબંધ નથી,[૧૪૧] તેમનો મામલો તો અલ્લાહના હવાલે છે, તે જ તેમને જણાવશે કે તેમણે શું કર્યું છે. જે અલ્લાહની હજૂરમાં સત્કર્મ લઈને આવશે તેના માટે દસગણું વળતર છે, અને જે દુષ્કર્મ લઈને આવશે**

હકીકત ઉપરથી સંપૂર્ણપણે પડદો ઉઠાવી દેનાર હોય અને જેના જાહેર થઈ ગયા પછી પરીક્ષા અને અજમાયશનો કોઈ સવાલ જ બાકી ન રહે.

(૧૪૦) એટલે કે આવી નિશાનીઓ જોઈ લીધા પછી જો કોઈ કાફિર પોતાના કુફ્રથી તૌબા કરીને ઈમાન લઈ આવે તો તેનું ઈમાન લાવવું નિરર્થક છે અને જો કોઈ નાફરમાન મુસલમાન પોતાની નાફરમાનીનો માર્ગ છોડીને આજ્ઞાંકિત બની જાય તો તેનું આજ્ઞાંકિતપણું પણ નિરર્થક છે, કેમ કે ઈમાન અને આજ્ઞાપાલનનું મૂલ્ય તો ત્યાં સુધી જ છે જ્યાં સુધી હકીકત પડદાની પાછળ છે. મહેતલનું દોરડું લાંબું દેખાય છે અને દુનિયા તેની તમામ ભ્રામક વસ્તુઓની સાથે છેતરવા માટે મોજૂદ છે કે કેવો ખુદા અને ક્યાંની આખિરત, બસ, ખાઓ-પીઓ અને મજા કરો.

(૧૪૧) અહીં સંબોધન નબી સ.અ.વ.ને કરવામાં આવ્યું છે અને આપના માધ્યમ વડે સત્યદીનના તમામ અનુયાયીઓ તેના સંબોધિત છે. કહેવાનો આશય આ છે કે અસલ દીન હંમેશાં આ જ રહ્યો છે અને આજે પણ આ જ છે કે એક ખુદાને ઈલાહ તથા રબ માનવામાં આવે. અલ્લાહની હસ્તી, ગુણો, અધિકારો અને હકકોમાં કોઈને પણ ભાગીદાર ઠરાવવામાં ન આવે. અલ્લાહની સામે પોતાની જાતને જવાબદાર માનીને આખિરત ઉપર ઈમાન લાવવામાં આવે અને એ વિસ્તૃત નિયમો અને કાયદાઓ પ્રમાણે જીવન જીવવામાં આવે જેનું શિક્ષણ અલ્લાહે તેના પયગમ્બરો અને ગ્રંથો દ્વારા આપેલું છે. આ જ દીન તમામ મનુષ્યોને પ્રથમ જન્મદિને આપવામાં આવ્યો હતો. પાછળથી જેટલાં પણ અલગ અલગ સંપ્રદાયો બન્યાં તે તમામ એવી રીતે બન્યાં કે જુદા જુદા સમયના લોકોએ તેમના મગજની ખોટી ઉપજ વડે, અથવા મનની ઇચ્છાઓથી પ્રભાવિત થઈને, અથવા શ્રદ્ધાની અતિરેક વડે આ દીનને બદલ્યો અને તેમાં નવી નવી વાતો ભેળવી, તેની માન્યતાઓમાં તેમની અંધશ્રદ્ધાઓ અને કલ્પનાઓ તથા ફિલ્સુફીઓ દ્વારા વધારો-ઘટાડો અને ફેરફાર કર્યાં. તેના હુકમોમાં નવી નવી વસ્તુઓ ઉમેરી, જાતે ઉપજાવી કાઢેલો કાનૂન ઘડ્યો, ગૌણ બાબતોમાં બિનજરૂરી પિંજણ કરી, મામૂલી મતભેદોને મોટું સ્વરૂપ આપ્યું, મહત્ત્વની વસ્તુને બિનમહત્ત્વની અને બિનમહત્ત્વની વસ્તુને મહત્ત્વની બનાવી. તેના લાવનારા નબીઓ અને તેના ધ્વજધારી બુઝુર્ગોમાંથી કોઈની આસ્થામાં હદથી વધી ગયાં અને કોઈને

فَلَا يُجْزٰٓى اِلَّا مِثْلَهَا وَ هُمْ لَا يُظْلَمُوْنَ ﴿١٦٠﴾ قُلْ اِنَّنِىْ
هَدٰىنِىْ رَبِّىْٓ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ۚ دِيْنًا قِيَمًا مِّلَّةَ اِبْرٰهِيْمَ
حَنِيْفًا ۚ وَ مَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿١٦١﴾ قُلْ اِنَّ صَلَاتِىْ وَ نُسُكِىْ
وَ مَحْيَاىَ وَ مَمَاتِىْ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٦٢﴾ لَا شَرِيْكَ لَهٗ ۚ
وَ بِذٰلِكَ اُمِرْتُ وَ اَنَا اَوَّلُ الْمُسْلِمِيْنَ ﴿١٦٣﴾ قُلْ اَغَيْرَ اللّٰهِ

**તેને એટલો જ બદલો આપવામાં આવશે જેટલો તેણે કસૂર કર્યો છે, અને કોઈની ઉપર જુલમ કરવામાં આવશે નહીં.**

**હે મુહમ્મદ ! કહો, મારા માલિકે ખાતરીપૂર્વક મને સીધો રસ્તો દેખાડી દીધો છે, તદ્દન સાચો દીન જેમાં કોઈ વક્રતા નથી, ઈબ્રાહીમનો માર્ગ જેને[૧૪૨] એકાગ્ર બનીને તેણે અપનાવ્યો હતો, અને તે મુશ્રિકોમાંથી ન હતો. કહો, મારી નમાઝ, મારી તમામ ઈબાદતની વિધિઓ,[૧૪૩] મારું જીવવું અને મારું મરવું, બધું જ અલ્લાહ જગતના માલિક માટે છે જેનો કોઈ ભાગીદાર નથી. આનો જ મને આદેશ આપવામાં આવ્યો છે અને સૌથી પહેલાં આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવનાર હું છું. કહો, શું હું અલ્લાહના સિવાય**

દુશ્મની અને વિરોધના લક્ષ્ય બનાવ્યાં. આવી રીતે અસંખ્ય ધર્મો અને સંપ્રદાયો બનતા ગયાં અને દરેક ધર્મ અને સંપ્રદાયનો જન્મ માનવજાતિને ઝઘડતાં જૂથોમાં વહેંચતો ગયો. હવે જે માણસ પણ અસલ સત્યદીનનો અનુયાયી હોય તેના માટે જરૂરી છે કે આ તમામ જૂથબંધીઓથી અલગ થઈ જાય અને એ તમામથી પોતાનો માર્ગ અલગ કરી લે.

(૧૪૨) ''ઈબ્રાહીમની રીત'', આ એ માર્ગ તરફ નિર્દેશ કરવા માટે વધુ એક વ્યાખ્યા છે. જો કે આને મૂસા અ.સ.ની રીત અથવા ઈસા અ.સ.ની રીત પણ કહી શકાત પરંતુ મૂસા અ.સ.ની સાથે દુનિયાએ યહૂદી ધર્મ અને હઝરત ઈસા અ.સ.ની સાથે ખ્રિસ્તી ધર્મનું નામ આપી દીધું છે એટલા માટે 'ઈબ્રાહીમની રીત' કહ્યું. હઝરત ઈબ્રાહીમ અ.સ.ને યહૂદીઓ અને ખ્રિસ્તીઓ, બંને સમુદાયો સાચા માને છે, અને બંને આ પણ જાણે છે કે તેઓ યહૂદી ધર્મ અને ખ્રિસ્તી ધર્મના ઉદભવના ઘણાં પહેલાં થઈ ગયા હતાં. આ ઉપરાંત આરબ મુશ્રિકો પણ તેમને સાચા માનતા હતાં અને તેમની જહાલત છતાં ઓછામાં ઓછું એ વાત તો એમણે પણ સ્વીકારી હતી કે કા'બાનો પાયો નાખનાર પવિત્ર માણસ શુદ્ધ ખુદાપરસ્ત હતો, નહીં કે મૂર્તિ પૂજક.

(૧૪૩) આયતમાં શબ્દ ''નુસુક'' **نُسُك** નો ઉપયોગ થયો છે જેનો અર્થ કુરબાની પણ થાય છે અને

اَبْغِيْ رَبًّا وَّهُوَ رَبُّ كُلِّ شَيْءٍ ؕ وَلَا تَكْسِبُ كُلُّ نَفْسٍ اِلَّا عَلَيْهَا ۚ
وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى ۚ ثُمَّ اِلٰى رَبِّكُمْ مَّرْجِعُكُمْ
فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ فِيْهِ تَخْتَلِفُوْنَ ﴿۱۶۴﴾ وَهُوَ الَّذِيْ
جَعَلَكُمْ خَلٰٓئِفَ الْاَرْضِ وَرَفَعَ بَعْضَكُمْ فَوْقَ بَعْضٍ
دَرَجٰتٍ لِّيَبْلُوَكُمْ فِيْ مَآ اٰتٰىكُمْ ؕ اِنَّ رَبَّكَ سَرِيْعُ الْعِقَابِ ۖ

**બીજો કોઈ માલિક શોધું જો કે તે જ દરેક વસ્તુનો માલિક છે ?[૧૪૪] દરેક માણસ જે કંઈ કમાય છે તેનો જવાબદાર તે પોતે છે, કોઈ બોજો ઉપાડનાર બીજાનો બોજો ઉપાડતો નથી,[૧૪૫] પછી તમારે સૌએ તમારા માલિકની તરફ પાછા ફરવાનું છે, તે વખતે તે તમારા મતભેદોની હકીકત તમારી સામે ખોલી દેશે. એ જ છે જેણે તમને ધરતીમાં ખલીફા બનાવ્યાં, અને તમારામાંથી કેટલાંકને કેટલાંકની સરખામણીમાં વધારે ઊંચા દરજજા આપ્યાં, જેથી જે કંઈ તમને આપવામાં આવ્યું છે તેમાં તમારી અજમાયશ કરે.[૧૪૬] નિઃશંક તમારો માલિક સજા આપવામાં પણ ઘણો ઝડપી છે**

સામાન્ય રીતે તેનો ઉપયોગ બંદગી અને પૂજાના બીજા તમામ પ્રકારો માટે પણ થાય છે.

**(૧૪૪)** એટલે કે સૃષ્ટિની તમામ વસ્તુઓનો માલિક તો અલ્લાહ છે ત્યારે મારો માલિક બીજો કોઈ કેવી રીતે હોઈ શકે ? આ વાત કેવી રીતે તર્કસંગત હોઈ શકે કે સમગ્ર સૃષ્ટિ તો અલ્લાહના આજ્ઞાપાલનની વ્યવસ્થા ઉપર ચાલી રહી હોય તેમજ સૃષ્ટિનો એક ભાગ હોવાની હેસિયતથી મારું પોતાનું અસ્તિત્ત્વ પણ એ જ વ્યવસ્થા ઉપર અમલ કરતું હોય પરંતુ હું મારા સભાન અને પસંદગીના જીવન માટે બીજો કોઈ માલિક શોધું ? શું સમગ્ર સૃષ્ટિની વિરૂદ્ધમાં હું એકલો બીજી દિશામાં ચાલી નીકળું ?

**(૧૪૫)** એટલે કે દરેક માણસ પોતે પોતાના કર્મ માટે જવાબદાર છે, એકના કર્મની જવાબદારી બીજા ઉપર નથી.

**(૧૪૬)** આ વાકયમાં ત્રણ હકીકતોનું વર્ણન કરવામાં આવ્યું છેઃ એક આ કે, તમામ મનુષ્યો ધરતી ઉપર ખુદાના નાયબ એટલે કે ખલીફા છે, એ અર્થમાં કે ખુદાએ તેની સંપત્તિમાંથી ઘણી બધી વસ્તુઓ તેમની અમાનતમાં મૂકી છે અને તેમની ઉપર ભોગવટાના અધિકારો આપેલાં છે.

બીજું આ કે, આ નાયબો વચ્ચે દરજ્જાંનો તફાવત પણ ખુદાએ જ રાખેલો છે, કોઈને અપાયેલી અમાનતોનું ક્ષેત્ર વિશાળ છે અને કોઈનું મર્યાદિત. કોઈને વધારે વસ્તુઓ ઉપર કબજા-ભોગવટાના અધિકારો આપ્યાં છે અને કોઈને ઓછી વસ્તુઓ ઉપર, કોઈને કામ કરવાની શક્તિ વધારે આપવામાં આવી છે અને કોઈને




وَ اِنَّهٗ لَغَفُوۡرٌ رَّحِيۡمٌ ﴿١٦٥﴾ ع

**અને ઘણો જ દરગુજર કરનાર અને દયા કરનાર પણ છે. (રુકૂઅ-૨૦)**

ઓછી, અને કેટલાક મનુષ્યો પણ અમુક મનુષ્યોની અમાનતમાં છે.

ત્રીજું આ કે, આ બધો જ હકીકતમાં પરીક્ષાની સામગ્રી છે. સમગ્ર જીવન એક પરીક્ષાખંડ છે, અને જેને ખુદાએ જે પણ આપેલું છે તેમાં જ તેની પરીક્ષા છે કે તેણે કેવી રીતે ખુદાની અમાનતનો ઉપયોગ કર્યો, કયાં સુધી અમાનતની જવાબદારી સમજી અને તેનો હકક અદા કર્યો, અને કેટલી હદે પોતાની આવડત અથવા બિનઆવડતનો પુરાવો આપ્યો. આ જ પરીક્ષાના પરિણામ ઉપર જીવનના બીજા તબકકામાં માનવીનો દરજ્જો નકકી થવાનો આધાર છે.

\- - - - - - - - - - - - - - -